

# પ્રસ્તાવના

આ હરિજન હરીગોવીંદદાશ ભિખારીદાસ અખાડાવાળાની સાચી ભકિત અને જ્ઞાન વિષે સંત મહાત્માના છાપેલા દોહા તથા સાખીરૂપી પત્ર પૂરેપૂરૂં વર્ણન કરે છે. એમની તથા એમના ગુરૂ માહારાજની પ્રસંગોપાત ઉઠેલી મુખવાણીના ભજન કિર્તન શ્રી વડોદરે ઠક્કર છગનલાલ ત્રીકમદાસે સાલ ૧૯૫૩માં છપાવેલા ભક્તિપ્રસાદ નામનાં પુસ્તકમાં પ્રસિધ્ધ છે.

શ્રી મુંબાઈમાં નોકરીના સમયમાં દાદર ભોઈવાડાને રસ્તે એમના ગુરૂ માહારાજ તથા સંત સાધુની સેવા સારૂં વરસ પંદર થયાં એક નાનો સંત વિશ્રામ તથા તેમના નિર્વાહ સારૂ માળો બાંધેલો જેમાં શ્રી રામજીની મુરતી તથા મોરાર સાહેબની છબીની પુજા છે તે શીવાય સાલ ૧૯૫૫માં એમની પુત્રિ જડાવબાઇ સ્વર્ગવાસ થયા પછી તેને નામે આ સાલની શરૂઆતમાં નવસારી પાસે ગામ અડદાને પાદરે મુંબાઈના ધોરી રાહા ઉપર તીર્થવાસી સંત સાધુને વિશ્રામ સારૂ એક નાની ધરમશાળા બાંધી તેમાં “જડીયા” હનુમાન અને શ્રી લાલજીની

મુરતી પધરાવી છે. વળી શ્રી સુરત બેગમપરે પોતાને રે હેવાનું જે ઘર તેમાં રાધાકૃષ્ણ મોરલિધરજીની મોટી અચ ળ મુરતી તથા રવી સાહેબની છબી પધરાવી તેનું મં દીર કીધું છે. તેથી એમની ભકતી ઉત્તમ ગણાય છે.

એઓ સાલ ૧૮૯૮માં ગામ નાની ચોવીસીમાં પટેલ જગા ભગવાનની પુત્રિ રૂપાને પેટે જનમી નાની વય માં ઈંગ્રેજી ભાષા શીખિ ૩૫ વર્ષ રેલવેમાં કારકુનની નોકરી કરી સતસંગના પ્રતાપથી હાલ એઓ તથા એમની સ્ત્રી (ગામ અડદાના પા. કાનાજેરામ તથા સૌ. રામબાઇની પુત્રિ) રતનબાઇ પોતાની પાછલી વયમાં નિવૃત્તિ લઇ ભજન કરે છે. એમનો દયાળુ સુશીલ સ્વભાવ અને સંતસેવાપર પૂર્ણ ભાવ જોઇ સરવે કોમના લોકો, સંત, સાધુ, ભકતો વીગેરે સંભારી વખાણ કરે છે. પોતાની કાયા અને કમાઈ રાત દિવસ શુભ માર્ગે વાપરી ભક્તિ ભજનનો ઉત્તમ લાહાવો લઇ જન્મ સફળ કર્યો. જોઈ એમનો દાખલો બીજા નર નારને લેવા યોગ્ય છે.

આ પુસ્તક એમની મુખવાણીનું છે તેમાં ૬૮ પદ એક રાગના દરેક પદ અને તેનાં ચરણ એકએકને વળગી વળેલાં છે તેથી એનું નામ "જ્ઞાનવેલ" આપ્યું છે. બીજા કેટલાએક વૈરાગ્યનાં તથા મરકી અને દુકાળ સમયે આ રાધનાં પદ અને કકકો છે. એ સરવે ભક્તિ, જ્ઞાન તથા ધર્મવૃદ્ધિ માટે ઉત્તમ અનુભવી જાણી ઘણા હરીજનની પ્રીતી જોઈ એમની આજ્ઞા લઇ અમે છપાવી પસિદ્ધ કર્યાં છે. ઇતિ શુભમ્‌:

## સાખી.

જ્ઞાનવેલ પદ સર્વને, ગાવે પ્રેમ લગાય;
અડસઠ તીરથ ફળ મળે, પાપ તાપ પળાય. ૧
વળી વૈરાગ્યની વારતા, જડાવ મૃત્યુજોગ;
આશા છોડવે જકતની, ભજો હરી તજી ભોગ. ૨
પછે મરકીએ મારીઆ, છોટા મોટા બાળ;
ત્રાસ ઉપજાવ્યો જકતમે, પડી પેટમાં ફાળ. ૩
અન્ન પાણી દુકાળથી, ભુખે મુવા બહુ જીવ;
વાટ ઘાટ મેદાનમાં, પડે પોકારી શીવ. ૪
એવે સમય આરાધ વિના, અન્ય નથી ઉપાય;
માટે પઢજો પ્રીતથી, અંતર દાઝ ઓલાય. ૫
છેલ્લો કક્કો છાપીઓ, આત્મજ્ઞાન ઉપદેશ;
સુજન સુધારી વાંચજો, ભૂલચૂક લવલેશ. ૬

લી૦ દેસાઇ ખંડુભાઇ ભીમભાઇ
જનરલ પોસ્ટ ઓફીસ કલાર્ક મુંબઇ.

લી૦ દેસાઇ પરાગજી વલ્લભરાંમ "ડેપ્યુટી"
કતારગામ સુરત.





શ્રી ગણેશાયેનમઃ

# શ્રી ભાણગુરૂ મંગળપદ્ય:

## શ્લોક.

ભાનુ પ્રકાશં નિજ ધામવાસં, દત્તાવતારં ભવ સિંધુ પારં;
કલ્યાણ મૂર્ત્તિ જીત પંચબાણં, નમામિ નિત્યં ગુરૂ રાજભાણં ૧
તપસ્વિ વેષં લઘુકીર્ણ કેશં, પદ્માસનં યોગ કલા પ્રવીણં;
જીતેંદ્રિયં શ્રી રવિરામ તુલ્યં, વંદે ગુરૂં શ્રી રવિરામમાર્યમ્. ૨
ક્ષેમસ્ય દાતાર મુદાર કીર્તિં, નીતિ પ્રવીણં જનકેન તુલ્યં;
શ્રી ભાણસૂનું રમણીયવાચં, ક્ષેમાભિધં સદ્ગુરૂ માનતોસ્મિ. ૩
ગાંગેય તુલ્યો ત્તમતાં દધાનં, ગંગા પવિત્રં વરદાન દક્ષં;
વૈરાગ્ય ગંગાધર નૈષ્ઠિકેંદ્ર, શ્રી ગંગ યોગીંદ્ર મહંનમામિ. ૪
ત્રિવિક્રમ ધ્યાન ગુણાનુ કિર્તને, રાયાદિતોત્કર્ષ મહત્વ માનં;
વૈરાગ્ય તુચ્છી કૃતભોગ તૃષ્ણં, ત્રિવિક્રમાખ્યં ગુરૂમાન તો
સ્મિ. ૫
વિજ્ઞાન દીપં ગુરૂપાદ ભક્તં, નાના ચમત્કાર વિકાશ શક્તં;
મુનીંદ્ર વંદ્યં જીતવાદિ વૃંદં, શ્રી લાલ સંજ્ઞં ગુરૂમાન તોસ્મિ. ૬
ઉગ્ર પ્રતાપં પ્રિય ધર્મ બોધં, સંતાપતિં રામ પદાબ્જ ભૃંગં;
વિવેક વાણી વિનય પ્રધાનં, શ્રી રામઆર્યં ગુરૂમાન તોસ્મિ. ૭

વશી કૃતાંતઃકરણું દયાલું, ષડુર્મિહીનં નિજરૂપ લગ્નં
મૂરારિ મિશ્રાપ મભિષ્ટસ્વર્દું, મૂરારિ સંજ્ઞં ગુરૂમાનતોસ્મિ ૮
ભાણું રવિંક્ષેમ ગુરૂંચ ગંગં, ત્રિવિક્રમં લાલગુરૂંચ રામં;
મૂરારિમિત્યાદિગુરૂન્નમામિ, કુર્વંતુસં સદ્‌ગુરવો તિનસ્તે. ૯;

શ્રી રવી ભાણ સંપ્રાદાયની શ્રી સેરખીના આચાર્ય સ્વામી શ્રી રાધિકાદાસજી શ્રી રેવાદાસજી કૃત "ભાણચરિત્ર" નામના ગ્રંથમાં નામ માળામાં આ ભક્ત વિષે છપાયલાં દોહાઃ.

શ્રી રવી ભાણકે પંથમે, ભકત મહા ગુન ધામ;
જેચંદ નામ પ્રસિદ્ધ જગ, સંત ચરણ વિશ્રામ; ૧
શ્રી રવી ગુરૂઆના ધરી, દીના ડંકા દેશ;
બડે બડે માનીનકુ, જેર કીયે ઉપદેશ; ૨
સંત હરિ ગુરૂ સેવમેં, પૂરણ પ્રેમ અભંગ;
જ્ઞાન ધ્યાન સન માનમેં, ચઢયા ચોગુના રંગ; ૩
તાસ શિષ્ય શુભ લક્ષયુત, હરીગોવિંદ હરિદાસ;
તન મન ધન અરૂ પ્રાણયુત, સેવત સંત હુલાસ; ૪
મુંબાઇ નગરીકે વિષે, કીનો સદ્‌ગુરૂ ધામ;
સંત મહંત આદિ સબે, કરત પરમ વિશ્રામ; ૫
શાંતિ દાંતિ સંતોષયુત, પૂરણ ભક્ત પ્રમાન;
અવધિ સદ્‌ગુન ધામસો, હરીગોવીંદ હીરખાન; ૬
શ્રી રવિ ગુરૂકે ભકતમેં, ભુષણરૂપી દાસ;
હરીગોવીંદ ગુરૂ ચરનમે, કરત અખંડિત વાસ; ૭



# બાવાજી શ્રી ગોવરધનદાસજી શ્રી પ્રેમ સ્વામી કૃત

## સાખીરૂપી પત્ર.

શ્રી સદ્ગુરૂને પ્રેમથી, કરી સાષ્ટાંગ પ્રણામ;
હરીગોવીંદ હરીદાસકું, જયજય સદ્ગુરૂ શામ. ૧
મુંબઇ બંદર પરેલમાં, શ્રી સદ્ગુરૂનું ધામ;
શુભ ઉપમા લાયક સર્વ, જય જય સતગુરૂ શામ. ૨
ગુરૂ ભક્ત ગુણવંત છો, હરીગોવીંદ હરીદાસ;
પ્રેમી પુરા પારખુ, હ્રદય પ્રેમ પ્રકાશ. ૩
હરીગોવીંદ હરીદાસ છો, જ્ઞાની ગુણુ ગંભીર;
સદ્ગુરૂજીકે શબ્દકા, લગા કલેજે તીર. ૪
હરીગોવીંદ હરીદાસપર, પૂરણુ તુમકુ પ્રીત;
એ દુનીઆમે આયકે, લીઆ જમાના જીત. ૫
આજ સમે એ જગતમે, ભક્તિ કરે સબ લોક;
સત્ત શબ્દ ચીન્હે બીના, કરત ક્રિયા સબ ફોક. ૬
આપ આપકી આદરે, સાધુ ભકત સદીવ;
આત્મ વેત્તા ઉરહિત, હરીગોવીંદ સુખશીવ. ૭

ઊપમા અગમ અપારહે, હરીજન હરી સમાન
થોડું લખે ઘણું કરી, માનો પરમ સુજાન. ૮
હરીગોવીંદ હરીભકતકો, હમકું નિશદીન ધ્યાન;
સદા સર્વદા જાણજો, સંતગુરૂ ભગવાન. ૯
એ હરીજન તબ હેતકી, રહે હમેશાં હામ;
પત્ર પ્રેમનો મુકશો, જય જય સદ્ગુરૂ શામ. ૧૦
હરીગોવીંદ ગુરૂ શબ્દકા, તુમકું પૂરણ બોધ;
અહોનિશ લગન લગાયકે, લીના વસ્તુ શોધ. ૧૧
હે હરીગોવીંદ ગોવરધન, ધારણ કહી પ્રકાશ;
તુમ સરખે ગુણવંતકું, રહે મીલનકી પ્યાસ. ૧૨
સાખી દ્વાદસ દેખકે, દશમે ધ્યાન લગાય;
હરીગોવીંદ હરીભક્તકું, સદગુરૂ હોજો સહાય. ૧૩



૭૪૭૨





# શ્રી જ્ઞાનવેલ પ્રારંભ.

## સાખી.

નમું રવિગુરૂ ભાણને, ભવ તારણ કબીર;
ગરિબ ચરણ મોરારજયું, લાલ રહો મમ શીર. ૧.
લાલ લાલ લક્ષ આપજો, શુદ્ધ બુદ્ધ અંતર સાચ;
વાણી બોલું નિર્મળ, નિરખી વસ્તુ અવાચ.. ૨.

## વેલ ૧લી રાગ લાવણી.

પામર પશુ પંખી સરખો જીવ, સું સમઝી સામું બોલે;
સંત સેવ્યા વિના શાંતિઃ ન આવે, દેવાળું કાઢી ડોલે. ૧
વેદ કીતેબ કહે તું નહીં કેનો, કોઇ તારૂં નહીં શીદ રોવે;
છઇયાં છોકરાં સ્વારથ સંગી, વળગી હરી હીરો ખોવે. ૨
વેહવાર વટને વળગ્યો વેઠીઓ, મોહ માયા ચિતડું ચોરે;
અધમ અપરાધી ઊંધો પડીયો, ચિંતા ચેહે કાળજું કોરે. ૩
જાગ જાગ જગ જીતીલેને, જન્મ સફળ સેહેજે હોવે;
હરીગોવીંદલાલ હરી ઓળખાવે, રમતા રામમાં ચિત પ્રોવ. ૪

## વેલ ૨જી.

રમતો રામ રમે ઘટ ભીતર, સૌમાં વ્યાપકહે સરખો;
ગુરૂ ગમથી તમે ગોતી જોજો, તત્વ મસી પદ લઇ પરખો. ૧

પરણ વિના જીવ અવળા ચાલે, આંટી ઘુંટી મનમે મોટી;
સદગુરૂ સાચા સમર્થ મળેતો, ચાલચલગત છુટે ખોટી. ૨
ખોટા ખેલ કરે ખર મુરખા, ભજન વિના ભુંડા દીસે;
પ્રભુ તેને પ્રસન કેમ થાય, અંતર દાઝે બહુ રીસે. ૩
રીસે કોપ ચઢે જમ કીંકર, જોર જુલમથી જાય ધરી;
હરીગોવીંદ નુઘરા નર નારી, ભોગે ચોર્યાસી ફરી ફરી. ૪

## વેલ ૩જી.

ફરી ફરી ખાય ફોકટ ફેરા, નુઘરા નફ્ફટ નર નારી;
ગુરૂ કરતાં એ લાજી મરે છે, ઊંચપણાની આંટી ભારી. ૧
આંટી ઘુંટી માન ગુમાનમાં, ફાલી ફુલી ફાંફાં મારી;
નિશદીન નીચ કરમમે નાચે, નિરલજ નકટા ઘરબારી. ૨
ઘરબારી એ ઘરમાં રહીને, ગુરૂ સેવી જ્ઞાન ધ્યાન ગ્રેહેવું;
રેહેણી કેહેણી રીતભાત જાણી, પુરણ પદ પ્રીછી લેવું. ૩
પદ પ્રીછી પરમાંરથ કરવું, ગુરૂ વચને ગ્રહી સંત સેવા;
હરી ગોવીંદ સૌ હરીનું જાણી, તન ધન અરપી પાય મેવા. ૪

## વેલ ૪થી.

મેવા મીઠાઇ લે નામ હરીનું, અમૃતરસ પીએ રેન દાહાડી;
વિષય ભોગની ભુખ ભાંગે ત્યાંહાં, ભક્તિ ભાવ ખીલે વાડી. ૧
વાડી બાગ બગીચા બેઠક, ખાવીંદ ખુદરત ખુલી બારી;
નિરભય નોબત નીજ ઘર વાગે, રેણુ દિવસ સુણે રણુંકારી. ૨
સુણી સમઝીને શાન્ત થઇ બેઠા, સેહેજાનંદ ઘર સંત પાયા;
શુભાશુભ પાપ પુન્યને પરખી, લાભાલાભ નહીં મન માયા. ૩

મન માયાનો મોહ છુટયો તે, સમ દ્રષ્ટિ છે સંત પુરા;
હરી ગોવીંદલાલ લીલા માણે, નિર્મળ નેણુ વરશે નુરા. ૪

## વેલ ૫મી.

નુર તખત નીજ નામ નિરંતર, સ્વતંત્ર શુદ્ધ એકસરખો;
તત્વ સ્વરૂપી તાર ન તુટે, રૂપ અરૂપી પુરણ પરખ્યો. ૧
પરખ્યો પીંડ બ્રહ્માંડમાં પ્રગટ, આધાર રૂપ વળી છે ન્યારો;
નામ રૂપની નાસ્તી થાય પણ, લાભ ખોટથી રહે બાહારો. ૨
બાહેર રહીને બોલે બોલાવે, કર્મ ધર્મ જીવ શીવ સ્થાપે;
અટપટ ખેલ ખડો કરી ખેલે, અણછતો રહી હરી આપે. ૩
આપ વિના અળગું શું પેખું, અલખ ગુરૂ મેરે અવિનાશી;
હરીગોવિંદ લાલ સદગુરૂ મળીઆ, કાપી ભેદ ભ્રમણા
ફાંસી. ૪

## વેલ ૬ઠી.

ભેદ ભ્રમણાની ફાંસી કાપી, બ્રહ્મવેત્તા ગુરૂલાલ મળીઆ;
રવીભાણુ કબીરના ઘરમાં, મોરાર ચરણે ચિન્ત ગળીઆ; ૧
ચિન્ત ગળ્યું ચૈતન સીંધુમાં, દલદરીઆવ ફેલ્યું પાણી;
બ્રહ્મસાગર ભરપુર ભર્યો છે, વરણી શકે નહીં વેદ વાણી; ૨
વેદ કીતાબ સૌ અગમ બતાવે, ગુરૂ વિના ગમ નહીં આવે;
ભક્ત ભેખને પંડિત કાજી, વિવેક વિના બહુ અથડાવે; ૩
અથડાતાં અને આમ તેમ ખોળતાં, મન ગમતો મળીઓ
માહાલો;
હરીગોવીંદ અંતર ઘટવાસી, દુજાપણાનો મીટયો દાવો; ૪

## વેલ ૭મી.

દાવા ખ્હાવા મહા દુઃખદાઇ, હરકત હેલ્લા કરતા ફરે;
જર જોરૂ જુમીના કજીઆ, તજી ભજન કોઇ પુરા કરે. ૧
જર વિના કોઇને નહીં ચાલે, જોરૂ વિના ઘરબાર નહીં;
જુમી વિના કાંહાં આસન વાસન, ખેંચાતાણ દુનીઆમે રહી. ૨
ખેંચાતાણ ને કાવા દાવા, સગા વહાલામાં વેર પડે;
મારામારી ફર ફરીઆદી, લઢે વઢે સરકાર ચઢે. ૩
સરકાર ચઢે ફરી હાર જીતમાં, દંડ દીએ કે કેદ ખમે;
હરી ગોવીંદ હઠે નહીં પાછો, હાર્યો જુવારી બમણું રમે. ૪

## વેલ ૮ મી.

બમણું રમે રાત દિવસ રળે વળી, વ્યાજ વટાવ ખોટ ખાયભારી
શેઠ સાહુકાર મોટા સૌ ખોટા, પોલે પાને વર વેહેપારી. ૧
વેહેપાર કરે મુળ થાપણ વિના જે, કાચા પાયાપર ઘર બાંધે;
પુરૂં થતાં પેહેલાં જાય ભાંગી, દેવાળીઆ દુઃખમાં દાધે. ૨
દાઝી ભાંજી પરાયાં નાણા, નીતિ વિના નર જાય હારી;
લોક લાજ તજી લાહા લેવે, કાળાં ટીલાં કરે સરકારી. ૩
સરકારી મોહોર છાપ મળે પણ, પાપ પ્રપંચથી નહીં ડરે;
હરી ગોવીંદ અધર્મ ચાલે તે, લક્ષ ચોર્યાસી જન્મ ધરે. ૪

## વેલ ૯મી.

લક્ષ ચોર્યાસી જન્મ નથી એવી, થાપઊથાપ કરી ઠરાવ કરે;
સમઝ વિના સૃષ્ટિ કરતાની, ખોડ ખાંપણ સૌ જોતા ફરે. ૧
ખોડ ખાંપણ કાઢે ખુદરતમાં, સંત વચન નહીં શાસ્ત્ર ભણે;
આપ મતે અરડાય અપરાધી, જક્ત કરતાથી જબરા બને. ૨

જબરા બનીને જુક્તી રચે બહુ, ન્યાય કરે નિરભય થઇ;
અસલ લોક તો હતા અજ્ઞાની, હાલની દુનીઆ સુધરી ગઈ. ૩
સુધારા વધારા કરે મત કાયમ, નિયમ નીતિ નવ નવાં ઘડે;
જોર જુલમ કરી જીવ સતાવે, હરી ગોવીંદ બહુ પાપ નડે. ૪

## વેલ ૧૦મી.

પાપ નડે પામર નુઘરાને, જન્મો જન્મના આવી અડે;
કર્યાં કરમ કબહુ નહીં છૂટે, અંત વેળા મોટી આંટી પડે. ૧
આંટી પડે જીવ અતિ અકળાય, કેમ કરૂં હવે કયાંહ જાઊં;
હલાય ચલાય નહીં અંન જળ ભાવે, રૂચી વિના કહો શું ખાઊં. ૨
સું ખાઊં કહી ખવરે ટળવળે, ટગમગ જુવે આમ તેમ તાકી;
પાપ કરમ જમ કીંકર જબરા, બની ડરાવે દાન પુન પાકી. ૩
પુન્ય કરાવે જીવ ગતે જવાને, અંત સમય અટકે જયારે;
હરીગોવીંદ એવા સો જીવને, ધરમ રાય બહુ માર મારે. ૪

## વેલ ૧૧મી.

ધરમ રાયની અદલ ધારણા, ન્યાય કરે નામું નીરખી;
પાપ પુન્યના ફળ જુજવા, ખોટું ખરૂં પોતે પરખી. ૧
પરખી કહે પોતાની મેળે, મારી કરણીમાં ભુલ પડી;
હું અપરાધી પાપી પૂરો, દુષ્ટ કબુદ્ધિ આવી નડી. ૨
આવી નડયાં મુને અનેક જન્મનાં, કુડાં કરમ સો ભેળા મળી;
જન્મ મરણ જમ દંડ ભયંકર, દારૂણ દુઃખ આ દેહ બળી. ૩
દુઃખ સુઃખમાં દાઝી હરખી, ધરમ કરમનો ધોખો ધરે;
હરીગોવીંદ જીવ આપે માની લૈ, લક્ષ ચોર્યાશી ફેરા ફરે. ૪

## વેલ ૧૨મી.

ફેરા ફરે તેમાં નથી સંશય, સદ્‌ગુરૂ રચના પાકી કરી;
જીવ ઈશ્વરના કામ જૂજવા, અજબ કીધી છે કારીગરી. ૧
કારીગર તાળાં કુંચી કળ, સ્વ ઇચ્છાથી ખુલે જડે;
અક્કલ હોંશીઆરી કોઇની ન ચાલે, ચતુરાઇ ચોકસી ચુ
લે પડે. ૨
ચુલે પડે ચોખાઇ ચિતવન સૌ, કરતાની ગત કોણ પામે.
જોગી જતી સન્યાસી ઓલીઆ, પીર પેગંબર શીર નામે. ૩
શીર નામી સમર્થને સમરે, બ્રહ્મા વિષ્ણુ મહેશ મોટા.
હરી ગોવીંદલાલ હરી સમરતાં, આવાગવનની છુટે ડોટા. ૪

## વેલ ૧૩મી.

દોટો છુટે ગુરૂ દેવ દયાથી, ગર્વ ગુમાન સૌ જાય ગળી;
અનંતકાળનો અથડાતો જીવ, આ ભવસાગર જાય તરી. ૧
તરી જાય જૂઠી જંજાળથી, અનેક ભ્રમણા જાય ઉડી;
સત્ત શબદ દીપક અજવાળે; તિમિર વાસના ગઇ ભુંડી. ૨
ભુંડુ ભલું ભાવાભાવ ભુલ્યો; બ્રહ્મ સ્વરૂપમાં ચિત્ત ચોંટે;
ચિદાનંદ સાક્ષી થઇ પોતે; અખંડ ઘરમાં રહી લોટે. ૩
લોટે સેહેજ સ્વભાવે સૌમાં, રમતા રામસુ પ્રિતી કરી;
હરી ગોવીંદલાલ લક્ષ અનોપમ, હળી મળી રહે હેત ધરી. ૪

## વેલ ૧૪મી.

આવો સંતો હળીએ મળીએ, અધુરા હોય તે પુરા થઇએ;
અજબ ખેલ આ ખલક બન્યો છે, સત્ત વસ્તુ સોધી લઈએ. ૧

સોધી સાધી સત્ત સ્વરૂપમાં, નિશ્ચિંત રહી નીજ નામ ગ્રહીએ:
સત્ ચિત્ આનંદ રૂપ આપણું પરખી પૂરણ પદ પાઇએ. ૨
પદ પાઇ પરમારથ બુદ્ધિ, સંત સેવા સુકૃત કરીએ;
માનુષ દેહનો ઉત્તમ લાહાવો, લઇ નીજ નામી થૈ ફરીએ. ૩
ફરીએ કાયા માયા મોહ છાંડી, નામ ગુણ રૂપ સૌ નાશે છે;
મતાન મત્ત પાખંડપંથ આંટી, વર્ણાશ્રમ ભેદ કયાંહાં રહે છે. ૪
વર્ણાશ્રમ ભેદ ઉપલા વેહેવારા, કાર્ય કારણ સુધી છે સાચા;
મહા પુરૂષ સમઝી સુખે પામ્યાં, છોડી દીધી વંટોળ વાચા. ૫
વંટોળીઓ ઉપજે વાયુથી, આંટી ખાતો ઊંચો ચઢે;
જીવ શીવનો ઝગડો ભાંગી, ઠરી ઠામ કોઇ પુરા પડે. ૬
આત્મા સત્ય જગત મિથ્યા, દારૂ દેવતા ભેળા થયા;
હરીગોવીંદ માનીનતા છોડી, ધુમાડાથી કોઇ બચી ગયા. ૭

## વેલ ૧૫મી.

બચી ગયા તે ફરી નહીં બોલ્યા, બાવનથી બેઠા બાહારા;
વાદ વિવાદ આશ્રમ પંથ આંટી, મત મમતાથી રહે ન્યારા. ૧
બાબુમાંથી બાવા બનીને; નહીં બાંધે મઠ મઢી દ્વારા;
ચેલા ચાટી શીખ શાખા, વેહેવાર વટ છૂટી ધારા. ૨
છુટી પતાસુ પડયું જળ માંહે, તુરત ગળી નામ રૂપ ત્યાગ્યું;
હરીજન હંસ સ્વરૂપે નિશદીન, જીવપણું જેનું ભાગ્યું. ૩
ભાગ્યું જીવપણું જંજાળ સૌ, જાચક થઈ તે નહી જાચે;
તીવ્ર વૈરાગનો તારનો તુટે, ભોગ રોગમાં નહીં રાચે. ૪
નહીં રાચે મત ભેખ આશ્રમમાં, પરમહંસ ગતિ પાઇ પુરી;
અડોલ વૃત્તિમાં આપો ગાળે; ફાસફુસ ઉડ ગઇ ધુરી. ૫

ધુરી ઉડાઇ દ્રઢ થઇ બેઠા, નામાકિંત કોઇ સંત સાચા;
હરીગોવીંદ ઓળખી લઇ તેનાં, ચરણ કમળમાં ચિત્ત રાચા. ૬

## વેલ ૧૬મી.

ચિત્ત રાચ્યું છે ચરણ કમળમે, ગુરૂ દયાથી ઘેર બેઠા;
સંસાર વેહેવાર સેજે છુટયો, સચરાચર એક હરી દીઠા. ૧
દીઠો દેવ એક આખી જકતનો, ઊંચ નીચનો છે સંગી;
પાળે પોષે સરવે પ્રાણીને, ખેલે ખેલાવે બહુ રંગી. ૨
બહુ રંગીનું સાચું બાહાનું, છુપાવ્યું કબી નહીં છુપે;
આદ અંત ને મદ્ય માંહી, જે દેખું તે હરી રૂપે. ૩
હરી રૂપ હરી ગોવીંદ નીરખ્યું, હરી હરી બોલે વાણી;
સંત સેવા ફળ સાચું મળીઉં, બીજું સરવે ધુળધાણી. ૪

## વેલ ૧૭મી.

ધુળધાણી થઇ ગયા બહુ જોદ્ધા, રાજા રંક ને ધનવંતા.
આ ધરતીપર જેટલા જન્મ્યા, ભક્તિ ભજન બિન ગયા રોતા૧
રોતા ગયા ને રવડી મુવા તેની, કોણ કેહેવા રહયું નિશાની;
અનંત જુગ એમ વહી ગયા છે, ઉપજ્યા નિપજ્યા બહુપ્રાણી ૨
પ્રાણી પુરા તેનેરે કહીએ, આદ્ય બાપની કરી ઓળખાણ;
અખંડ અમર ઘર એક સર્વનું, પરખી પોહોંચ્યા પદ નિર્બાણ. ૩
નિર્બાણ થયાને નામ રહ્યા, જેણે પોહોંચ્યાની આપી એંધાણી;
હરીગોવીંદ એવા સાધુની, અમૃત અવિચળ છે વાણી. ૪

## વેલ ૧૮મી

વાણી પાણી વહી જાય બહુ, વાતોમાં વળી વાતડીઆં;
રંગ રાગ ને ઝડઝમક માંહે, રીઝી રહ્યા બહુ રીછડીઆં. ૧

રીછડીઆં રીઝે રંગ રાગે, ગાયન તાયન ગત ધુન જાણે;
વિવિધ વિચિત્ર તાલ તરેહમાં, ગાય બજાવે વિષય માણે. ૨
વિષય વેહેવારને વળગી રહીને, બ્રહ્મ જ્ઞાનની કહે વાતો;
જીવ ઇશ્વરથી જુદા થાય પણ, અંતે ખાય જમની લાતો. ૩
લાતો ખાય ખોટા ખર મુરખ, વૈરાગ વિના સૌ વાત જુઠી;
રહેણી કહેણી રીત સંતની, હરીગોવીંદ પકડો ખુંટી. ૪

## વેલ ૧૯મી.

ખુંટી પકડી ખસતો નહીં હવે, સંત સેવા કરો શાન્તિઃ ગ્રહી;
તન મન ધન તમામ ઇશ્વરનું, જાણીલીધું હવે સંશય નહીં. ૧
શંશય શોકને આપો આપદા, અજ્ઞાન તિમિર ગયું ઊડી;
આઠો પોહોર અખંડ ઊજાગર, નિર્મળ વૃત્તિ રહે રૂડી. ૨
રૂડું રામ રૂપ પ્રાણી માત્ર છે, નીરખી નમજો નૈન ઠારી;
જોગી જતી સન્યાસી સેવડા, દરવેશ બ્રાહ્મણ ભેખધારી, ૩
ભેખ ભગવાન સાચો ભાવ રાખી, પ્રેમે પુજી લો દાહાડી;
હરીગોવીંદ ગુરૂલાલ દયા કરી, શીખામણ દીધી ઘાડી. ૪

## વેલ ૨૦મી.

ઘાડી શીખામણ સદ્‌ગુરૂ દેવે, સાચા ચેલા સુખ માણી;
ભક્તિ ભજન દ્રઢતા ધીર ધારી, બોલે નામ નિર્મળ વાણી. ૧
નીરમળ વાણી અવિચળ જાણો, વેદ શાસ્ત્રમાં હોય પ્રમાણ;
અહંતામળ કાપે તે સાચી, માનો ઊઘડી હીરા ખાણ. ૨
હીરા ખાણના પારખ પુરા, ઝવેરી જુગમે કોઇ સાચા;
બીજા નકલ કરીને નાચે, કુચા પાણીમે રીઝે કાચા. ૩

કાચ્યા રીઝે ફુચે। કાચલી, બનાવી બોલે વખાણી;
મૂળ મંડાણની વાત ન જાણે, ફાંફાં મારે મમત તાણી. ૪
તાણાં તુંણી કરે ઠેકાણા વિનાની, અધુરા જ્યાંહ ત્યાંહ રહે અટકી
હરીગોવીંદ એવા બહુ જ્ઞાની, કસણી વેળા જાય સટકી. ૫

## વેલ ૨૧મી.

સટકી જાય બહુ શૂરા કહાવી, આફત વેળા જાય હારી;
આધી વ્યાધી ઊપાધીથી, પાછા પડે બહુ સંસારી. ૧
સંસારીને મહા દારૂણ દુઃખ, સગાં વહાલાં ન્યાતી જાતી;
કાયા માયા ઘર વહેવાર વટ, મોહ મમતા બાળે છાતી. ૨
છાતી બાળતાં અંત ન આવે, મરતા સુધી મુરખા તાણે;
પલકપરવાર નહીં નિવૃન્તિ, ભકિત ભજન એ શું જાણે. ૩
ભકિતપદ શીર સાટે મોંઘુ, સુરા સિપાઇ ગરજે ઠાલા;
હરીગોવીંદ હારી બેસે તેહ, અધોગતી જાય હાથ ખાલા. ૪

## વેલ ૨૨મી.

ખાલે હાથે ઠાલે મોઢે બકી, મન મુખી મરડાતા ફરે;
બળ દેખાડી બૂમો મારે, ગુરૂ શબ્દે ચિન્ત નહીં ઠરે. ૧
નહીં ઠરે છેવટ સુધી તેહ, જ્ઞાન હિમાળે નહીં ગળીઆ;
રેહેણી કેહેણી સાચ વિનાના, પતીજ વિના બહુ આથડીઆ. ૨
અથડાતા ફરે મનના મેલા, વેદ શાસ્ત્ર મરજાદા તજે;
આપ મતે ખેલે અપરાધી, પાપ તાપમેં ગાને ગજે. ૩
મઝા કરે બહુ લોભી લાલચુ, મંદ મતિ મૂઢ સંસારી;
હરી ગોવીંદ ગુરૂ જ્ઞાન વિના સૌ, જમ ઘર જાશે જખમારી ૪

## વેલ ૨૩મી.

જખમારે જુઠા અપરાધી, ગરવીષ્ટ પાપી નરનારી;
સત્ત ઊદ્યમ સમરણ નહીં સાચું, અનાચાર કરે અહંકારી ૧
અહંકારી અભિમાની આળસુ, અવળા ધંધા કરતા ફરે;
પેટ કારણ પરમોદે સૌને, ટામણ ટુમણ દોરા કરે. ૨
દોરા કરે ને દુઃખ મીટાવે, જંતર મંતર ભણે ભુરકી;
ડાકણ શાકણ ભુત પ્રેતની, બીહીક બતાવી દે ધમકી. ૩
ધમકી આપે બાધા આખડી, ઓસડ ગોળી દીયે બુટ્ટી;
આશીશ કરે આવરદા વધજો, અંતર આશા છે ખોટી. ૪
આશા તજી આશીર્વાદ કરશે, જંતર મંતર કે ચિઠ્ઠી;
હરીગોવીંદ ફળ સાચું મળશે, એટલી વાત નજરે દીઠી. ૫

## વેલ ૨૪મી.

દીઠા છે બહુ ઢોંગી ધુતારા, કીમીઆગર કામી બાવા;
ભાત ભાતના ભેખ બનાવી, ફરતા ફરે ધુતી ખાવા. ૧
ધુર્ત્ત વિદ્યાથી ધન મેળવે, મદ માંસ માતા ફરે રાતા;
ભેખ ભવાઇ કરે બહુ ભુંડા, લઢે વઢે ને ખાય લાતા. ૨
લાતો ખાય લફંગા લુચ્ચા, કુડીઆ કપટી ભેખ ધારી;
ચાડી ચોરી જાર કરમ કરે, બઇરાં લઇ વેચી મારી. ૩
વેચી ખાય બહુ માલ પરાયા, જુવાખોર બની વેહેપારી;
ખોટે ખોટું થાય ભુંડે ભુંડું, અંત સમય જાય જમદ્વારી. ૪
જમદ્વારે જાલમ દુઃખ વેઠી, નરક કુંડ કીડા સરજે;
હરીગોવીંદ સાચા સાધુને, પૂજી પાવન રહી ફરજે. ૫

## વેલ ૨૫મી.

પાવન રહી પુરાને પૂજો, પવિત્ર સાધુ સંત સેવો;
દરશણુથી દુરમત દુઃખ જાય, કોટી તીરથ ફળ પાવો. ૧
ફળ પાવો ને ફેરા મીટસે, જ્ઞાની ગુરૂ શરણે જાતાં;
ચાર પદારથ ભકિત મુકિત, મળશે ચિત્ત ચરણે રેહેતાં. ૨
ચિત્ત ચોંટે ગુરૂ ચરણ કમળમે, આપો મિટે અમર થાવો;
સ્વર્ગ વૈકુંઠની છુટે વાસના, નીજ પદ પુરા થઇ પાવો. ૩
પુરા થઈ તમો પ્રેમે સેવો, સાચા સંતને બલીહારી;
તે ભક્તિ સાચી હરીગોવીંદ, આણંદ મંગળ હિતકારી. ૪

## વેલ ૨૬મી.

આણંદ મંગળ સદા સર્વદા, ભક્તિ ભવ તારણ હારી;
આશા રહિત ફળ ઇચ્છા ત્યાગી, કરે સો પુરા અધિકારી. ૧
અધિકારી સત યુગમે પ્રહલાદ, પાંચ કરોડ લઇ ઓધરીઆ;
સાત કરોડ ત્રેતામાં સીધ્યા, હરચંદ તારા સંગ તરીઆ. ૨
તરીઆ નવ કરોડ દ્વાપરમે, યુધિષ્ટર રાજા સંગે થયા;
કળીયુગમે બળીરાય સંગાથે, બાર કરોડના લેખાં કહયા ૩
લેખ લખી કોણ કરશે ગણતી, અપાર દેશ દુનીઆમે રહ્યા;
જુગો જુગમે જાત જાતના, સંત ભક્ત જે રૂષી થયા. ૪
થયા ગયા બહુ સત્ત ધામમે, સુરતા ધરી જે ત્યાંહ ઠરસે;
હરીગોવીંદલાલ લક્ષ ગ્રહીને, અંતે મુજને આવી મળશે. ૫

## વેલ ૨૭ મી.

આવી મળશે મુજને મારા, મોહ માયા તજી મધપુડો;
સત્ય ધરમ મુક્તિ ભાવ ભક્તિ, વણુજ વેહેપાર કરી રૂડો. ૧

રૂડો વેહેપાર સન્ત ઉધમ સોદો, ઘર ધંધો દુકાનદારી;
વેહેવાર વટને નિચમ નીતિથી. ખરચ ખુટો કરે વિચારી. ૨
વિચારીને વાત ચિત્ત સરવે, સગાં સંબંધી ન્યાતી જાતી;
હળી મળીને હુંપણું ત્યાગી, કામ ક્રોધની કાઢી કાતી. ૩
કાતી કામ દામ કલ્પના, દાઝણુ ભાજણુ દુઃખકારી;
વિવેક વિચાર ધીરજની ઢાલે, ક્ષમા ખડગ મારે ભારી. ૪
મારી ઊતારે ઝગડો જીવનો, શીવપણું સિદ્ધિ ટારી;
હરીગોવીંદ ઝીણામે ઝીણા, મારા સંત બહુ સુખકારી. ૫

## વેલ ૨૮મી.

સુખકારી શીતળ સંતોષી, છાજન ભોજન દે શાંતિ;
મારા ભક્તને સંત હોય તે, બળ્યા ઝળ્યાની ઠારે છાતી. ૧
છાતી ઠારીને ઠંડો કરી દે, જ્ઞાન ગંગામાં ઊતારી;
કામી ક્રોધી ભોગી રોગી, અધમ જીવ લીએ ઊગારી. ૨
ઊગારી લઈ તીવ્ર વૈરાગની, વાતો સુણાવે દયા કરી;
જ્ઞાન ધ્યાન ગુરૂ મંત્ર આપે, પલમે પાપી જાય તરી. ૩
તરી જાય તે મારા પ્રાણી, તરણુ તારણુ અતિ ઊપકારી;
હરી ગોવીંદ તેને સેવ્યા વિના, ઊધરે નહીં કોઈ સંસારી. ૪

## વેલ ૨૯મી.

સંસારી સઠ બુદ્ધિ હીણા, મતવાદી બહુ ખાય ગોથા;
ગુરૂ આજ્ઞા વિના જ્ઞાન કથે તે, ઊડી જાય ઠાલા થોથા. ૧
ઠાલા થોથા વાંચે પોથા, ગુરૂ વિના ગમ નહીં આવે;
હું મારૂં ને સંશય સરવે, શરીર સોધ્યા વિના નહીં જાવે. ૨

નહીં જાવે મોહ નામ રૂપ ગુણનો, કાચા માયા કૃત નહીં છુટે;
નિર્ગુણ બ્રહ્મ ને કહે કરગરી, પાંચ ચોર મુજને લુટે. ૩
લુટી ખાય છે વેરી વિષય મને, બચાવી લેજો શ્રીહરી;
કાલાવાલા બહુ કરે પણ, જીવપણું નહીં જાય ટરી. ૪
ટળે નહીં કરગરવું કોઇનું, નિર્ગુણ બ્રહ્મ તો નહીં બોલે;
અંતરજામી રૂપે પોતે, ગુરૂ મુખ રહી ઘુંટી ખોલે. ૫
ઘુંટી ખોલી કરી શાન બતાવે, અજ્ઞાન તિમિર જાય ઉડી;
હરીગોવીંદ ગુરૂ મહાતમ મોટું, અનાદિથી ચાલી રૂઢી. ૬

## વેલ ૩૦મી.

રૂઢી સાચી મહાતમ મોટું, ગુરૂ સેવા ફળ નહી જાવે;
શ્વાન સુકર ખર બીલાડ સરખા, અધમ જીવ હરી રૂપ થાવે. ૧
હરી રૂપ હરીજન થઇ રેહેવે, જીવત મુકિત તે પાવે;
બીજા લોક સૌ છે મ-તવાદી, આધા જઇ પાછા આવે. ૨
પાછા આવીને પુરા મળશે, ગુરૂ મરજાદા મનમે ધરી;
સંત સેવા કરી સાચી ભકિત, આ કળીયુગમે જાશે તરી. ૩
તરી જશે તેમાં નથી સંશય, સંત વચન માનો સાચું;
હરીગોવીંદ મારા હરીજનનાં, અંતરમાં રહી હું નાચું. ૪

## વેલ ૩૧મી.

નાચું રાચું નીહાલ કરી દઊં, મારા સંત મુજને વાહાલા;
મારા સંતની નિંદા કરે તેનાં, કુળ કુટુંબ મોં થાય કાળા. ૧
કાળા મોં કરમીષ્ટ નુધરાના, કસાઇ સરજી જાય ફાંસી;
અનંતકાળ એમ રવડી મરે જે, મારા ભક્તની કરે હાંસી. ૨
હાંસી ફાંસી હેતે પ્રીતે છોડાવું, મારા થઈ મુજને ભજશે;

સંત શરણ જાય દોઊ કર જોડી, કુડ કપટ મનનાં તજશે ૩
તજી આપદા તન મન ધનની, નિર્ભય થઇ નીજનામ જપે;
હરી ગોવીંદ એવા હરીજન તે, મારા સરખા થઈને ખપે. ૪

## વેલ ૩૨મી.

મારા સરખા થઇ મનાસે, પુરણ કળા જે સંત સાચા;
રેહેણી કેહેણી બુદ્ધિબળ હોય, વિવેક વિચાર અવિચળ વાચા. ૧
વાચા અવિચળ નિજમન નિશ્ચળ, નિર્ભય ગઢ નીરખી હાલે;
નિજાનંદ વૃત્તિ રહે નિર્મળ, પ્રીતમ બાથી ભઇ માહાલે. ૨
માહાલે માતા અમીરસ રાતા, જ્ઞાન ગુણ ભંડાર ભારી;
શીલ સંતોષ સુખ બુદ્ધ આપીને, અધમ જીવ લીધે ઊગારી. ૩
ઊગારી કરે આપ સરીખા, ઊત્તમ અનુભવી ધીરધારી;
હરીગોવીંદ લાલ ધર્મ ધોરીધર, મારા સંતને બલીહારી. ૪

## વેલ ૩૩મી.

બલીહારી મારા સંત સાધુને, તીવ્ર વૈરાગ લાગી તાળી;
અસલ સ્ફુરતિ દલ ભીતર પ્રગટી, સંસાર સુખ દેવે બાળી. ૧
બાળી દેવે સુખ શરીર તણાં સૈ, ખાન પાન મોટી વાણી;
ઘરેણાં ગાંઠા તજી શાલ દુશાલા, મગન રહે લંગોટ તાણી. ૨
લંગોટ ચાદર બિન કછુ ન રાખે, કર પાત્ર ઊદર ઝોરી;
સાત્વિક ભોજન ભાવે આરોગે, સુક્ષ્મ અહાર નિંદ્રા થોરી. ૩
આહાર નિંદ્રા આળસ જાય ઊડી, નામ ભજન લે હે ધુન લાગી,
હરી ગોવીંદ રહે અખંડ ઊજાગર, આઠ પોહોર જગમે જાગી. ૪

## વેલ ૩૪મી.

જગમે જાગે સોઇ સંત પુરા, નામ ભજન સુરતા લાગી;
સગાં વહાલાં ન્યાતી વેહેવારવટ, કુટુંબ કબીલો દે ત્યાગી. ૧
ત્યાગ કરે ધનમાલ ખજાના, કુલ પરીવાર વસ્તી વાડી;
રાજપાટ રૂ ગાદી તકીઆ, ઈચ્છે નહીં ઘોડા ગાડી. ૨
ગાડી વાડી મોહોલ બાગ બગીચા, ઈંદ્રાસન વૈકુંઠ છોડી;
દુઃખ દરિદ્ર દુર્બળતા વેહે, તાઢ તડકો સહે તન તોડી. ૩
તન તોડીને કરે સંત સેવા, પરોપકાર પ્રીતિ ભારી;
હરીગોવીંદલાલ ગરીબ સરખા, મારા સંત રહે બળહારી. ૪

## વેલ ૩૫મી.

બળહારી રહે હીમ્મત છોડી, દામ ડામના મોહ બાળી;
મારા સંત ફરે બહુ હલકા, હું મારૂં મમતા ટાળી. ૧
મમતા ટાળી જ્ઞાન મદ ગાળી, પુરા વિદેહી થઇ ડોલે;
જાણપણાની જડ બાળી દઇ, હરી આસરે રહી બોલે. ૨
બોલે ડોલે હરી આધારે, કરતા હરતા હરી માણે;
હરી વિના બીજું સૌ જુઠું, જડ ચેતન હરીરૂપ જાણે. ૩
જાણે માણે મારા થઇ રહે, રેન દિવસ રામ રંગ રાચી;
હરીગોવીંદલાલ મારા ભેખની, ટેક પળાવું એ વાત સાચી. ૪

## વેલ ૩૬મી.

ટેક ભેખની નિશ્ચય રેહેશે, મારા બાનાની પત હું રાખું;
સંત સાધુ હરીજનની લજ્જા, રાખી દુઃખ કાપી નાંખું. ૧

કાપું દુઃખ દારિદ્ર દુરમત, મારા જનને હું પાળું;
ભક્ત વત્સલ બીરદ સાચું મારૂં, સંત સાધુમાં હું મહાલું. ૨
માહાલું હાલું સંત સ્વરૂપે, સિર્ગુણ થઇ જગમેં ખેલું;
નિર્ગુણ રૂપ અલખ અવિનાશી, આદે અંતે છે પેહેલું. ૩
પેહેલું વેહેલું સત્ત સ્વરૂપ છે, નામ ગુણ રૂપથી તે ન્યારૂં;
પીંડ બ્રહ્માંડ રચું મમ ઇચ્છા, સરજું પાળું સંહારૂં. ૪
સંહારૂં પાળું પોષુ સૌ, આપો તજી મુને રહે વળગી;
હરીગોવીંદ મારા હરીજનની, આફત પીડા કરૂં અળગી. ૫

## વેલ ૩૭મી.

અળગી કરૂં સૌ આફત પીડા, મારા સંતની રક્ષા કરૂં;
સંત થકી હું ક્ષણ નથી અળગો, ભરાવ્યું ડગલું ભાવે ભરૂં. ૧
ભાવ ભરોસે રહું પ્રેમ વશ, મુને જાણે તેને હું જાણું;
મારી દરકાર ગરજ નહીં જેને, મારા સગાં તેને શીદ માણું. ૨
સગપણ સાચું સત્ત શબ્દનું, શાન ગ્રહી ગુરૂ શરણે રહયા;
શબ્દાતીત શબ્દથી ઓળખી, મારા સ્વરૂપમાં ભળી ગયા. ૩
ભળી ગયા મરજીવા થઇ રહી, વાણી વચન બોલ્યા સાચી;
હરીગોવીંદ તે પ્રસાદ લઇને, જીવ તરે બહુ ગાઇ વાંચી. ૪

## વેલ ૩૮મી.

ગાઇ વાંચી વિચાર કરી જેણે, તનમન હોમ્યાં ટેક ધરી;
સંત સેવા ફળ લાહાનો લીધો, તે પ્રેમીજન ગયા તરી. ૧
તરી ગયા ધન ધામ સમર્પિ, સુત દારા શીર લઇ સોંપી;
હરી ગુરૂ સંતને હેતે વરીઆ, વર્ણાશ્રમ લજ્જા લોપી. ૨

લોપી લાજ કુળની મરજાદા, શીર સાટે ભક્તિ કીધી;
જક્ત વેહેવારથી ઊલટા ચાલી, છોડી દીધી બાળક બુદ્ધિ. ૩
બાળક હોય તે બીહે બાહુથી, બાઉઓ લઇ રાજી થાવે;
શુરા તન ધન ધોખો છોડી, સદ્‌ગુરૂ સનમુખ જઈ રેહેવે. ૪
રેહેવે સનમુખ સદા મરજીવા, મહા દશા મોટા માહાલે;
આપે આશ નિરાશ બની રહી, નીજ ધરમ મહાતમ પાળે. ૫
પાળે પોષે સકળ ધરમને, આણુંદ લીલા વરતાવે;
હરીગોવીંદ લાલ તત્વ દરશી, ગુરૂ મળે મહા સુખ પાવે. ૬

## વેલ ૩૯મી.

મહા સુખ પાવે ભ્રમણા જાવે, આપે આપને લે ઓળખી;
આત્મસ્વરૂપ અખંડ અવિનાશી, સ-તા માત્ર જોઇ પરખી. ૧
પરખી જુવો પ્રાણી માત્રમાં, સ્વાસો સ્વાસ ખેલે આપે;
અનેક રચના રચી રચાવી, અળગો રહી તોલે માપે. ૨
તોલ માપ નહીં નાનો મોટો; જાડો ઝીણો નહીં પોતે;
અલખ અરૂપી આદ્ય અનોપમ, ગુરૂ ગમ લઇ સમઝી જોતે. ૩
સમઝી જોતે સત સ્વરૂપને, દેહાભાવ દલથી ત્યાગી;
હરીગોવીંદલાલ અજર અમર, અંતર દ્રષ્ટે જો જાગી. ૪

## વેલ ૪૦મી.

જો જાગી તું તારા સ્વરૂપને, પોત પોતાની પરખ કરી;
વેદ શાસ્ત્ર પુરાણ પોકારે, ખોળી લેજે વસ્તુ ખરી. ૧
ખોળી જોતે વસ્તુ પોતે, પોતા વડે ઈંડ પીંડ બ્રહ્માંડ;
દેવ દાનવ માનવ પશુ પંખી, સ્થાવર જંગમ ચારે ખાણ. ૨
ચાર ખાણના જીવ જંતુ સૌ, ઉપજે વણસે રહે હારો;

ભક્તિ ભજન બિન કબહુ ન છુટે, ગર્ભ કરમ દુઃખ સહે ભારી. ૩
ભારી દુઃખ વેઠે સહે પોતે, રોઇ કકલી જગમે જીવે;
હું મારૂં ને તારૂં માની લઇ, મોહ માયા મદ છકી પીવે. ૪
પીવે મદ મસ્તાના છાકટ, ધુળ કીચમે જાય ગબડી;
હરીગોવીંદલાલ ગુરૂ મળે તો, પીવાડે ગુરૂ ગમ રબડી. ૫

## વેલ ૪૧મી.

ગુરૂ ગમ રબડી ગુરૂ પીલાવે, ખાટી ખારી કડવી તીખી;
અમર બુટ્ટી ઓસડ આલે, અનુપાન દેવે લીખી. ૧
લીખી સાધે જોગ કળા સૌ, આશા ત્રષ્ણા જાય તુટી;
કામ ક્રોધ મોહ માયા મમતા, માન ગુમાન વાટી ઘુંટી. ૨
વાટી ઘુંટી પીએ ઓસડીઆં, શીલ સંતોષ ઊઠે લેહેરી;
દયા દાન દીનતા સંત સેવા, કરી પળાવે મહા ઘેરી. ૩
ઘેરી કરી સદ્દગુરૂ પળાવે, સુરતા જઇ શબ્દે ચોંટે;
સ્વાસોસ્વાસ દેખે સદ્દગુરૂને, ચરણ કમળમે ચિત્ત લોટે. ૪
ચિત્ત લોટે ગુરૂ ચરણ કમળમે, હુકમ બીના ડગ નહીં હાલે;
હરીગોવીંદ તે સાચા ચેલા, મન મુખી થઇ નહીં માહાલે. ૫

## વેલ ૪૨મી.

મન મુખી રહે કાચા કોરા, સેવક સઠ બુદ્ધિ હીણા;
ગુરૂ આજ્ઞા વિના હીંડે ભટકતા, સાચા સદ્દગુરૂ નહીં ચીના. ૧
સાચા સદ્દગુરૂ સેવક ચીને, ચિત્ત ચળ વળતા દે ત્યાગી;
ગુરૂ વિશ્વાસ ભરોસો રાખે, ચરણ કમળ પ્રીતિ લાગી. ૨
પ્રીતિ લાગે અનુભવ જાગે, ચતુર ચેલા નહીં ભાગે.
થાણાપતી થડને છોડી દઇ, ઘર ઘર ભિક્ષા નહીં માંગે. ૩

**માંગે નહીં મરતા સુધી તેહ, આપ સ્વારથે નહી જાચે;**
**હરીગોવીંદ પરમારથ કારણ, સાત્વિક ભિક્ષા લઈ રાચે. ૪**

**વેલ ૪૩મી.**

સાત્વિક ભોજન ભાવે આરોગે, અન જળ ફળ હરીનાં જાણી;
દેહ રક્ષા માટે લીએ ભિક્ષા, છોડી મન તાણા તાણી. ૧
તાણા તુણી તજી દઈ મનની, મોહ કરી કાંઈ નહીં માંગે;
સુક્ષમ આહાર નિંદ્રા અતિ થોડી, રાજસ તામસ ભોગ ત્યાગે. ૨
ત્યાગે ભોગ ભક્ષ અતિ ખારૂં, ખાટું તીખું ગળ્યું નહીં ભાવે;
ઘી ગરકાવ પકવાન મિઠાઈ, તેલે તળેલું નહીં ખાવે. ૩
નહીં ખાવે વાસી ઉચ્છીષ્ટ, તાઢું શીળું અન જળ આણી;
હરીગોવીંદ મારા વૈષ્ણવ જન, પાળે રામ ગીતા વાણી. ૪

વેલ ૪૪મી.

ગીતા વાણી પવિત્ર જાણી, વૈષ્ણવ જન પ્રેમે પાળે;
વેદ શાસ્ત્ર ને પંચીકરણ રૈ, રામજી ગોવીંદ ખેલ ભાળે. ૧
ભાળે ખેલ ઉત્પત્તિ જગતની, તત્વ સ્વરૂપ હરી એક દેખે;
કરતા કારવતા નહીં કાંઈ પોતે, શુન્યાકાર સુન ધુન પેખે. ૨
પેખે સુન ધુન મન મથતાં, ઇચ્છા શક્તિ પ્રગટ થઈ;
તેજ સ્વરૂપ સુંદર અતિ શોભે, ત્રિશુળ ગ્રહીને ઉભી રહી. ૩
ઊભી કરગરે હાથ જોડીને, અનંત કાળ એમ વિતી ગયા;
હુકમ કરો તમો આદ્ય નિરંજન, મનમે મુજ પર આણી મયા. ૪
મયા આણી નીજ જન જાણી, આજ્ઞા આપી મહેશ્વરી;
શ્રષ્ટિ મંડાણ કરો મન ગમતું, બ્રહ્મા વિષ્ણુ શીવ વરી. ૫
વરવા માગ્યું વિષ્ણુ સંગાથે, બ્રહ્મા બોધ્યા માત કહી;

બાળી ભસ્મ કીધા બેઉને, શીવજી શુદ્ધ બુધ લીધી તહીં. ૬
શુધ્ધ બુધ લીધી સરત કીધી, મુજ બંધુને આલો પ્રાણ;
તન બદલો તો વરીએ તમને, સુનો પાર્વતિ ચતુર સુજાણ. ૭
ચતુર સુજાણ ચિદ્ર શક્તિ સંગે, વર્યા શીવ અનુક્રમ કરી;
સૃષ્ટિ મંડાણ ત્યાંહુથી સૌ ચાલ્યું, હરીગોવીંદ કહો હરીહરી. ૮

## વેલ ૪૫મી.

હરી હરી કહે સૌ વૈષ્ણવ જન, ગુરૂગમ જ્ઞાન કરે વૃષ્ટિ;
હરીની માયા હરીને સોંપે, હરી ઇચ્છાથી બની સૃષ્ટિ. ૧
સૃષ્ટિ કરે પાંચો મળી પુરા, અલખ નિરંજન ઇચ્છા નાર;
બ્રહ્મા વિષ્ણુ મહેશ મળીને, સરજે પાળે કરે સંહાર. ૨
સંહારે શીવજી રહી ન્યારા, તમો ગુણથી પ્રગટ કરી;
પંચ ભુતને પચિસ તત્વથી, પીંડ બ્રંહ્માંડની રચના ખરી. ૩
રચે ચંદ્ર સુર્ય તારા ગ્રહ, પૃથ્વી ગોળા અધર ધરે;
મહા આકાશમે છોટા મોટા, પોતપોતાનું ચક્ર ફરે. ૪
ચક્ર ફરે મરજાદા રાખી, સાત સમુદ્ર નદી નારા
રાતદિવસ રત ઉનાળો શિયાળો, ઝાકળ જળ મીઠા ખારા. ૫
ખારા મીઠા જળ ભરતી ખેંચે, ચોમાસું ચાર માસ વરસે;
ઝાડ પાહાડ જીવ જંતુ પ્રાણી, લીલા લેહેર જોઇ મન હરખે. ૬
હરખે ખાય ઓઢે પેહેરે સૌ, વણજ વેહેપાર ચાલે ભારી;
હરીગોવીંદલાલ લીલા સરવે, હરીજન નીરખે ચિત ઠારી. ૭

## વેલ ૪૬મી.

ચિત ઠારીને હરીની લીલા, વૈષ્ણવ જન નયણે નીરખે;
પ્રથ્વિ પાણી અગ્નિ વાયુ, આકાશ ભૂત અંગમાં પરખે. ૧

પરખે હાડકાં માંસ નિમાળા, નાડી ચામડી પ્રથિવ જોય;
લોહી લાળ ને પીશાપ પસીનો, ધાત બુંદ પાણીથી હોય. ૨
હોય પાણીથી વાત જાણીતી, અગ્નિ અંગમે રહે તાતી;
ભૂખ તરસ લાગે છે એથી, આળસ ઊંઘ નિંદ્રા કાંતિ. ૩
કાન્તિ આવે મન જગાવે, વાયુ ભૂત અંગને વાળે;
બાંધે છોડે લઈ દોડાવે, હાથ પગે હાલે ચાલે. ૪
હાલી વાયુ જઇ સમે આકાશે, પાંચ તત્વ નભના કહીએ;
કામ ક્રોધ ને શોક મોહ ભય, ભેળા મળી પચિસ લહીએ. ૫
પચિસ તત્વનું પીંડ પાંજરૂં, તમો ગુણથી શીવ કરે;
હરીગોવિંદ દસ ઈંદ્રી બ્રહ્મા, રજો ગુણથી રચી ધરે. ૬

## વેલ ૪૭મી.

રજો ગુણથી રચે બ્રહ્મ દેવા, દસ ઈંદ્રી અચરત કરે;
હાથ પગ મોહ ગુદા બનાવી, કામ ઇંદ્રિ પંચ નામ ધરે. ૧
નામ ધરી જ્ઞાન ઈંદ્રિ ગોઠવે, આંખ નાક કાન જીભ સહી;
ત્વચા ઇંદ્રિ કહે તાડું ઉનું, આખા અંગને ઢાંકી રહી. ૨
ઢાંકી રહે દસ ઇંદ્રિ અંગમાં, સામાન ચેતન સમરસ રહેવે;
વિશેષ ચેતન સુક્ષમ દેહ પોતે, પ્રાણ વાયુ સંગે લાવે. ૩
લાવે પ્રાણ વ્યાન અપાન વળી, સમાન ઉદાન સંગે વારૂ
સ્વાસો સ્વાસ શરીરને ચળવે, પ્રાણ પુરૂષ પ્રગટે જ્યારે. ૪
પ્રાણ પુરૂષ જપે દિન રાતી, એકવીસ હજાર છસે સ્વાસા;
મન બુધ ચિત અહંકાર ઉપજે, રૂદય કમળમે કરે વાસા. ૫
વાસ કરે ઓહં સોહં સ્વરૂપે, કળા કુંચી માંહે પોતે ધરે;

ઈંગળા પીંગળા સુખમન નાડી, નાભી કમળથી હુરે ફરે. ૬
હુરતિ ફરતિ રહે ડાબી જમણી, જમુના ગંગા સરસ્વતિ;
હુરીગોવીંદ સશીસુર પ્રકાશે, દેહુ દેવલ ઝળમળ જોતી. ૭

## વેલ ૪૮મી.

દેહુ દેવલમે દેવ નિરંજન, ચિદ્ઘન ચૈતન એક સરખો;
આઠ અંગ ને ચૌદ ચોકીએ, નામ ધારી બેઠો નીરખો. ૧
નિરખો હાથે ઈંદ્ર દેવતા, લેવડ દેવડ દાન પુન્ય કરે;
ધંધો ધારી શરીર સેવા, શુધ બુધ આપી ન્યારા ફરે. ૨
ફરે ફેરવે વિષ્ણુ દેવતા, ચરણે રહી ચઉદીસ ચલવે;
દેવ દરશણ તીરથ ફરી આવે, સંસારી કામ કાજ કરવે. ૩
કરાવે ત્યાગ મળ મેલ ગુદાએ, ગણુપત રિધ સિધ સંગ બસે;
મૂળ કમળપર ચાર પાંખડી, જાપ અજપા જપે છસે. ૪
જપે જાપ છ હુજાર સ્વાસા, સાવિત્રી બ્રહ્મદેવ સદા;
ષષ્ટ પાંખડી કમળ રહે ત્યાંહાં, મૈથુન મુત્ર હોય અદા. ૫
હોય ઉલટું તે સુલટું કરીલે, નાભિકમળપુલ આઠ પંખરી;
વિષ્ણુ લક્ષ્મી દસ દલ ચક્ર, છ હુજાર જાપ ત્યાંહાં કરી. ૬
કરે જાપ છ હુજાર સ્વાસા, રૂદય કમળ શિવ શક્તિ મળી;
બાર પાંખડી એહુ ચક્રમાં, મન બુધ ચિત અહંકાર કળી. ૭
મનના ચંદ્ર બુદ્ધિ બ્રહ્મ દેવા, નારાયણુ ચિ-ત ચૌટે વસે;
હુરીગોવીંદ શીવજી હુંકારના, દસે દેવની ગણુતી થશે. ૮

## વેલ ૪૯મી.

દસે દેવ દેહુ ભીતર બેઠા, જીભ્યા સ્વાદ વદે વાચા;

વરૂણ દેવ વશ મુદ્રા ખેચરી, સાધી લે કોઇ સંત સાચા. ૧
સાધે જાપ એક હજાર સ્વાસા, જીવાત્મા સશી રૂપ રહે;
કંઠ કમળ દળ સોળ સિંહાસન, બેઠા જ્ઞાન અનૂપ કહે. ૨
કેહેવે સાધી નાસિકા અગ્રે, અશ્વનીકુમાર દેવ ત્યાંહ દેખે;
ગંધ વાસ લે સ્વાસો સ્વાસે, ઠરી જતાં ભુચરી પેખે. ૩
પેખે દેવ નારાયણ નેત્રે, નમે રમે નિસ દિન નીરખે;
ચંચળ ચિત્ત ઠરે દોઊ જ્યોતિ, અગોચરી મુદ્રા નુર વરસે. ૪
નુર વરસે નેત્રે નીરખી લે, ત્રિકુટી જોત જળ હળ જાગે;
અગ્નિચક્ર દો દળ કમળપર, શાહસ્ત્ર જાપ ત્યાંહાં હોય આગે. ૫
આગે વાગે અનહદ ગાજે, શબ્દ સુણે દિગ્પાળ દેવા;
શ્રવણ દ્વારે બેઠા જોગેશ્વર, ચાચરી મુદ્રા જાણ ભેવા. ૬
ભેદ લહે કોઇ ગગન મંડળનો, એક હજાર દળ કમળ વસે;
શાહસ્ત્ર જાપ ત્યાંહાં પૂરેપુરા, એકવીસ હજારને હોય છસે. ૭
પૂરા જાપ જપે કોઇ જોગી, ઉન મુની મુદ્રા ચિત્ત ચોંટે;
હરીગોવીંદ અલખ ઘર દીઠે, કલપિત સાધન સૌ છૂટે. ૮

## વેલ ૫૦મી.

છૂટે કલ્પિત કાચા સાધન, સ્થુળ સુક્ષમ દેહ નહીં પોતે;
જીવપણાનું જોખમ ટળતાં, કારણ દેહ મિટ ગઇ જોતે. ૧
મટિ ગયું કારણ દેહ અજ્ઞાન, મહા કારણ બ્રહ્મ રૂપ રહે;
ઇશ્વર પદથી અળગો પોતે, સૌનો સાક્ષી પરખી લહે. ૨
પરખે જાગ્રત સ્વપ્ન સુષોપ્તિ, તુરીઆ અવસ્થા દેહ વિષે;
પરા પશ્યંતિ મધ્યમા વૈખરિ, લિંગ દેહ ચાર વાણ લીખે. ૩

લીખે રૂપ નિર્ગુણ પોતાનું, પંચ કોશથી જેહ ન્યારૂં;
શુદ્ધ ચૈતન નિર્મળ નીજ મૂળ, અખંડ અરૂપી છે પ્યારૂં. ૪
છે પ્યારૂં હરીજન વૈષ્ણવને, અજર અમર ઘર એક સારૂં;
હરીગોવીંદ ગુરૂલાલ કૃપાથી, જ્ઞાન સ્વરૂપ જોઈ લે તારૂં. ૫

## વેલ ૫૧મી

જ્ઞાન સ્વરૂપ જોઈ લે તું તારૂં, તેજ તું જાતે પોતે;
સ્થુળ સુક્ષમ કારણ મહા કારણ, સાક્ષી રૂપે થઈ જોતે. ૧
છે સાક્ષી તું ખટ ઊરમીનો, ચાર અવસ્થામાં સરખો;
ખાણવાણ પંચ કોશ પારતું, જાનનહાર જુકતે નીરખો. ૨
નિરખો નિર્મળ આત્મા નિરંતર, ચિદ ઘન ચૈતન છે પ્યારો;
જે વડે હાલ ચાલ કરે તું, બોલે સુણે તે રહે ન્યારો. ૩
ન્યારો રહીને રચે રચાવે, પીંડ બ્રહ્માંડ રમણિક રચના;
આપે આપ રમે પરમેશ્વર, સંત પુરૂષ બોલ્યા વચના. ૪
વચન વિચારી અંતર ધારી, રમતા રામને જો ઓળખે;
હરીગોવીંદ ગુરૂલાલ કૃપાથી, આપો છુટે મન હરખે. ૫

## વેલ ૫૨મી.

હરખી પરખી અહંપદ મૂકે, રમતો રામ ઓળખે જ્યારે;
અનેક જન્મનો અપરાધી જીવ, ગુરૂ ચરણે આવે ત્યારે. ૧
ગુરૂ ચરણે ગુરૂ ગમ લઈ પકડે, આઘ ભક્તિનું રોપે બાણ;
જીવપણાની આંટી ધૂંટી, છુટયે ભાસે પદ નિર્વાણ. ૨
નિરવાણ પદ પોંચે નિજનામી, સાચી રેહેણીના સંત સુજાણ;

અ લખ લખી નિર્ભય થઇ બેઠા, બોલ્યા અવિચળ બોલ
પ્રમાણુ. ૩
બોલ અવિચળ બાવન બાહેર, ક્ષર અક્ષરથી ન્યારો જાણુ
હરીગોવીંદલાલ સ્વાસ રહિત છે, સ્થિર પૂરણ ઘર નામ
નિશાન. ૪

## વેલ ૫૩મી.

નામ નિશાની સદ્દગુરૂ દીની, ખગાકારની ઊઘડી ખાણ;
નામ રૂપ જઇ સમે આકાશે, કોણ કહેવા ન્હે રામ રેમાન. ૧
રામ રહીમ રહે હદ માંહે, ઘટ ફુટયા પછી કયાંહ છે વાણ;
સ્વાસ રહિત સ્થિરઘરમાં ખેલે, શબ્દસુરતા કર પીછાન. ૨
પીછાન ખેલ પ્રકૃતિ પુરૂષનો, નર નારી જીવ જંત પ્રમાણ;
સચરાચરમાં સદ્દગુરૂ સમરથ, સમજ વિના સૌ તાણાતાણ. ૩
તાણાતુણી તજ હરીગોવીંદ, ભજી લો આત્મારામ અનામ;
અખંડ રૂપ અભયસુખદાયક, નિર્ગુણ નામ જપો નિષ્કામ. ૪

## વેલ ૫૪મી.

નિર્ગુણ નામ સદ્દગુરૂ બતાવ્યું, મંત્ર અનોપમ આપ્યો સાર;
વેદશાસ્ત્ર પુરાણ પોથી સૌ, ગુરૂ શબ્દનો છે વિસ્તાર. ૧
વિસ્તાર દેવ દાનવ ને માનવ, પશુ પંખી જીવ જંત પ્રમાણ;
ઝાડ પાહાડ પાષાણ પ્રથ્વિ, મૂળ તત્વથી ઉપજી ખાણ. ૨
ખાણ વાણ સદ્દગુરૂ ઉપજાવો, પીંડ બ્રહ્માંડ ઘડો કંઇ વાર;
અચરત ખેલ રચો દિન રાતી, શબ્દ સ્વરૂપી ખેલણ હાર. ૩
ખેલણહાર ખીલવો રહી સૌમાં, સ્વાસો સ્વાસ રમો નિરધાર;

અધર અનોપમ અંતરજામી, પલ પલ સમરૂં પ્રાણુ આધાર. ૪
આધાર આસરો લાલ તમારો, સાચા સદ્દગુરૂ સરજન હાર;
હરીગોવીંદદાસ આપણો જાણી, ઉગારી લેજો આટલીવાર. ૫

## વેલ ૫૫મી.

આટલીવાર હરી ઉગારી લેજો, મનમેં મુજપર મેહેર કરી;
તમો વિના કાણુ છોડાવે મુજને, મહા અપરાધી કહું છું ડરી. ૧
ડરૂં બળું અકળાઊં અતિ મનમે, અધમ જીવ ગભરાઊં ભારી;
દારૂણુ દુઃખ આફત બહુ મોટી, લાજ રાખી લીઓ સંભારી. ૨
સંભારી સાહ્ય કરશો સદ્દગુરૂ, અગણિત ગુણ થાશે ઊપકાર;
જન્મો જન્મ રહી ગુલામ તુમારો, ગુણુ ગાઈ રીઝવીસ
કીરતાર. ૩
કીરતાર કળા કુંચી ફેરવી દો, વિઘન નિવારો પાલણુહાર;
ઉલટું સુલટું ખોટું ખરૂં કરવા, તુમ બિન સમર્થ કોણુ દાતાર. ૪
દાતાર દાન દીઓ મને એટલું, અંતર ઘટની જાણો વાત;
અઘોર પાપ ગુના બક્ષો ગુરૂ, હરીગોવીંદ કહે જોડી હાથ. ૫

## વેલ ૫૬મી.

હાથ જોડી કરગરી કહું તમને, ગુણુપત ગુરૂ મને સાહય કરો;
લાલ ગરીબ રવી ભાણુ મોરાર, બુડતી વેળા મારી બાંહે ધરો. ૧
બાંહે ધરી સદ્દગુરૂ બચાવો, વારંવાર હું વિનતી કરૂં;
ગુરૂ વિન અરજ સુને નહીં કોઈ, દુજા આગળ હું કહેતાં ડરૂં. ૨
ડરૂં બળું રાત દિવસ રહું છું, ત્રિવિધી તાપ સગડી તાતી;
અંન પાણી ભોજન નહીં ભાવે, ચિંતા ચેહ બાળે છાતી. ૩

ખળ્યો ઝળ્યો જીવ દુઃખમે દુખ્યો, ભૂલ્યો છઉં વસ્મી વાટે
હરીગોવીંદપર દયા કરો તો, સૂળી વિઘ્ન ટળે કાંટે. ૪

## વેલ ૫૭મી.

કાંટા કાંટા સદ્‌ગુરૂ કાઢો, મોહ નિંદ્રા મમતા છુટે;
કુડ કપટ ઈર્ષા આંટી મન, આશા ત્રષ્ણા તાર તુટે ૧
તાર તુટે આશા ત્રષ્ણાનો, ચોર પંખી ઝટ જાય ઊડી;
રામ નામની આણ ફરે ત્યાંહુ, નિર્મળ વૃત્તિ રહે રૂડી. ૨
રૂડી વૃત્તિ રહે નામ નિશાને, નિર્ભય પદ વાગે ડુડી;
દેવી દેવ પ્રસન રહે સરવે, નામ નાણે સીકરે હુંડી. ૩
હુંડી પૂરે હરી નામ સમરણની, અમ્રિત બુંદ વરસે વાડી;
હરીગોવીંદ રહે સુખ શાંતિઃમાં, આણંદ મંગળ રેનદાહાડી. ૪

## વેલ ૫૮મી.

રેન દિવસ રહે આણંદ મંગળ, વિઘ્ન નિવારણ સમરં નામ;
અનેક દુઃખ દારિદ્ર કાપ્યા, સંશય શોક ટળી સૈ હામ. ૧
હામ હીમાયત હરી નામની, શીલ સંતોષ દીયો સણગાર;
ધીરજ ધ્યાન ક્ષમાનું ખેતર, બીજ રોપ્યાં માંહે વિવેક વિચાર. ૨
વિવેક વિચાર રહે ઘટ ભીતર, વેરી વિષયનું તુટયું તાન;
બાળી દીધી દુરમત દુગધા. સદ્‌ગુરૂ શબ્દ બહુ બળવાન. ૩
બહુ બળવાળો બાવો મળીઓ, મારા મનની પુરી આશ;
અઘોર નિંદ્રાથી સુતો જગાડી, હરીગોવીંદને કીધો દાસ. ૪

## વેલ ૫૯મી.

નિંદ્રા નાગણ મહા ડંખીલી, ભલા ભલાને ઢાળી દીએ;
જપ તપ સાધન કથા કીરતનમાં, કાળી કુતરી તાકી રહે. ૧

તાકી રહી પલ પલ કરે પીડા, ચુક પડાવી કરે હાંસી;
ભરી સભામાં લાજ લેવાડે, નિંદ્રા છે કાળની દાસી. ૨
દાસી કહાવી કરે ફજેતી, સૂરા પુરા સપડાઇ જાવે;
ચંચળ ચોકસ બહુ નર નારી, ઝોકા ખાઈ કાળ વશ થાવે. ૩
કાળ વસ કાચી કાયા સર્વની, ચેતી લેજો ચતુર સુજાન;
આ ભવસાગર તરવું હોય તો, ઊંઘ તજી કરો હરી ઓલખાણ. ૪
હરીને ઓળખ્યા વિના નથી છુટકો, ચાર ખાણ ફરવું જગમાર;
હરીગોવીંદ સુધું સમજી લઇ, સેવો સદ્‌ગુરૂ તારણહાર. ૫

## વેલ ૬૦મી.

સેવા સાચી સબરી કીધી, તજી ચિંતા ચોખાઇ આચાર;
એંઠા બોર હરી હેતે આરોગ્યા, ભાજી વીદુર ઘર પાયો આહાર. ૧
અહાર ભોજન ખીચડી કરમાની, ભાવના ભુખ્યા ફરે ભગવાન;
સુદામાના કાચા તાંદુળ, રૂચી રૂચી પાચા ચતુર સુજાણ. ૨
ચતુર સુજાણ રીઝે હેત પ્રીતે, સાચા ભાવના છે સંગી;
ઊંચ નીચ જાત ભાત જુવે નહીં, સૌમાં ખેલે બહુ રંગી. ૩
બહુ રંગી એકું જુડું ગણે નહીં, જ્યાંહ પ્રેમ ત્યાંહાં નિયમ નહીં;
હરીગોવીંદ ઉપલા આચાર તે, વિચાર વિના સૌ જાય વહી. ૪

## વેલ ૬૧મી.

વહી જાય ઉપલા આચાર સૌ, વિચાર વિના દલ દુગધા રહી;
નાહી ધોઈ કરે છાપા તીલક, માંહેલો મેલ કોઇ ધુવે નહીં. ૧
ધુવે નહીં મન માંહેલા વિકારો, વિષય વાસના સભર ભરી;
કામ ક્રોધ મોહ મમતા ભારી, મરતા લગી ચામ ધોઇ મરી. ૨

ધોઈધાઈ તન ઉજળું દેખાડે, તેલ ફુલેલ શીર અંગ લગાય;
વાંકા બાલ ઝુલફા મુછ લાંબી, કસબી હીરાગર પેહરે બનાય. ૩
બનાવે કપડાં કાળાં પીળાં, ભાત ભાતના બહુ રંગી;
ઘરેણું ગાંઠા તાલ મેલ બનાવી, હીરા માણેક ઝળકે અંગી. ૪
અંગ શોભાવે ભક્ત કહાવે, ગાય ગવાડે તરડાઈ તાણી;
ઊંચા નીચા થઇ અતિ અરડાય, મુજ સરખો કોઈ નહીં જાણી. ૫
નહીં જાણે કોઇ વિવેક વિચાર, વૈરાગ વિના જ્ઞાન નહીં આવે;
હરીગોવીંદ ભક્તિ પદ ભારી, ગુરૂ કૃપા વિના નહીં પાવે. ૬

## વેલ ૬૨મી.

નહીં પાવે જ્ઞાન મોક્ષ પદારથ, મરજીવા પદ નહીં આવે;
અજર અમર નીજનામ નિવાસી, ગુરૂ કૃપા બીના નહી થાવે. ૧
નહીં થાવે સેવા સમરણ હરી, ગુરૂ દયાબીન દેવ કોપે.
દાસાતન મળવું મહા મુશકેલ, ભક્તિ બીજ ગુરૂ દેવ રોપે. ૨
રોપી બીજ કરે પાલણ પોશણ, માત પિતા સમ દયા કરી;
મારો જાણી હાલ વાહાલ કરે બહુ, ગુરૂ સિષ્યપર હેત ધરી. ૩
હેત જોઇ સિષ્ય તનમન અરપે, નિરાશ રહી ગુરૂ જ્ઞાન ગ્રહે;
સુત વિત્ત દારા ગુરૂને સોંપી, હુકમ આજ્ઞામાં નિત્ય રહે. ૪
નિત્ય રહે નિર્મળ વૃત્તિમાં, રામ નામ રંગે રાચી;
હરીગોવીંદ ગુરૂ દેવ દયાથી, અવિચળ ભક્તિ પાય સાચી. ૫

## વેલ ૬૩મો.

સાચી ભક્તિ અવિચળ પદ પામી, ભેખ ભક્ત બહુ ગયા તરી
ભક્તિ વિના જે બીજું ભણે તે, પેટ ભરવાની વિદ્યા ખરી. ૧

વિદ્યા ભણી વિદ્વાન કહાવે, વેદ ભણે વેદાંતી હોય;
માન ગુમાન ને વાદ વિવાદા, આપો આપદા ભોગે દોય. ૨
શાસ્ત્ર ભણે શાસ્ત્રી ભલા શોભે, પુરાણ ભણે પુરાણી હોય;
આપ સ્વારથે ફરે જગ માંહી, સંશય શોક મિટે નહી કોય. ૩
વૈદ વકિલ વેહેપારી વાણોતર, ધંધો શીખીને ધન કમાય;
પેટ કારણ સૌ વેઠ કરીને, ધર્મ કર્મના ધક્કા ખાય. ૪
ધક્કા ખાતા ફરે ભવ માંહી, સંત પદવી નહીં પાવે સોય;
હરીગોવીંદ ભક્તિ પદ ઊંચું, ચાર વરણમાં કરજો કોય. ૫

## વેલ ૬૪મી.

ચાર વરણમાં હરીજન ઊંચા, સંત સાધુ મમરૂપ પ્રમાણ;
ભણી ગણી બ્રહ્મ વિદ્યા સાચી, તરણ તારણ છે ચતુર સુજાણ. ૧
ચતુર સુજાણ ચિંતવે નહીં કાંઈ, જાત પાત સ્વારથ સંસાર;
આપે આશ નિરાશ બની રહી, પરમારથ પોષે નિરધાર. ૨
પોષે પશુ પંખી પ્રાણી સૌ, ઊંચ નીચ ગરીબ ધનવાન;
ગ્રંથ પંથ ભેદ ભ્રમણા ટાળી, આપો મેટે માન ગુમાન. ૩
માન ગુમાન સદ્દગુરૂ મિટાવે, મળ વિક્ષેપ આવરણને આડ;
શબ્દ સુનાવી શાન બતાવે, ભક્તિ બીજનું રોપે ઝાડ. ૪
ઝાડ રોપી વેડે ફળ મેવા, અનંત જીવનો કરે ઓદ્ધાર;
હરીગોવીંદલાલ હરીજન ઊંચા, બુદ્ધિ બળ કરમ અનુસાર. ૫

## વેલ ૬૫મી.

કર્મ અનુસાર બુદ્ધિ બળ પ્રગટે, કિર્ત્તિ જશ ફેલે સંસાર;
ગુરૂ ગમ જ્ઞાન પ્રકાશે ઊઘડે, અનેક લોચન વિવેક વિચાર. ૧

વિવેક વિચાર શીલ સંતોષ લાવે, દયા ક્ષમા ધીરજ હથીયાર;
કામ ક્રોધ મોહ મમતા મારી, હરી નામની ખુલે વખાર. ૨
વખાર ખુલે હરી નામ ભજનની, જોગ જુગતી સાધે વેહેવાર;
નિર્મળ ધન આત્મ તત્વ લાધ્યું, દેશ દેશમાં વધે વેહેપાર. ૩
વેહેપાર વણુઝ હરીજન કરે સાચો, જ્ઞાન અમૃત ગાવે ગુણ ગાળ;
જન્મો જન્મનો પાપી પ્રાણી, પલમે પીછે કૃષ્ણ કૃપાલ. ૪
પીછે પ્રભુ પરમાત્મા પુરણ, નરનો નારાયણ થાય સહી;
હરીગોવીંદ સાચી કરણીથી, ભવસાગરમેં આવે નહીં. ૫

## વેલ ૬૬મી.

ભવસાગરમેં ફરી ન આવે, સંત સાધુ હરીજન સાચા;
ભણી ગણી વેદ શાસ્ત્ર વિચારી, ગુરૂ જ્ઞાન પ્રગટી વાચા. ૧
વાચા વાણી અમર ઘર જાણી, કરવું હતું તે લીધું કરી;
ડરે ખરે નહીં કોઇના ડરાવ્યા, નિર્ભય પદમાં રહે ઠરી. ૨
ઠરી બેઠા ઠીક ઠામ ઠેકાણે, ડગાવ્યા કોઇના ડગે નહીં;
સ્વારથ શરમ રાખે નહીં કોઇની, ખરી વાત કરે ખુલ્લી કહી. ૩
ખુલ્લું કહી દે ખરૂં હોય તેહ, સાચા સંત મન મેલ તજે;
દ્વૈત ભાવ દલ દુગધા કાઢી, પુરણ સદ્‌ગુરૂ પ્રેમે ભજે. ૪
પ્રેમ પ્રીત અંતરઘટ સાચી, નિશ્ચળ નામ જપે વિશ્વાસ;
હરીગોવીંદલાલ વિવાદ તજીને, હરીજન જગમે રહે ઉદાસ. ૫

## વેલ ૬૭મી.

ઉદાસ રહે હરીજન જગમાં સૌ, સંસાર વેહેવાર જાણી ખોટા;
પીંડ બ્રહ્માંડ પહાડ પર્વત સાગર, પંચ ભુતના પરપોટા. ૧

પરપોટા ફુટે પલ પલમેં, રંગ રૂપ નવ નવાં ધરી;
ખોટો ખેલ ખલકનો જોઇ લે, ફુસ પુસ ઝટ બય બળી. ૨
બળી જાય જે બીજું બને તે, ધુમ્રગોટ જઇ સમે આકાશ;
બાચકા ભરે કાંઈ હાથ ન આવે, માટે હરિજન રહે નિરાશ. ૩
નિરાશ રહી નીજ તત્વ સાધે, અખંડ અમર ઘર કરે નિવાસ;
હરીગોવીંદલાલ સાચા સંતની, અડસટ તીરથ રાખે આશ. ૪

## વેલ ૯૮મી.

અડસઠ તીર્થ નદીઓ કરે આશા, સંત સાધુ આવી નાહે જ્યારે;
જક્ત મેલ મળ પાપ ધોવાય, હમો નિરમળ થઇએ ત્યારે. ૧
નિર્મળ નિર પાવન રહે પૂર, શંત ચરણુ રજ માંહે ભળે;
હરી ગુરૂસંતનું મહાતમ મોટું, વેદ શાસ્ત્રમાં સાક્ષી મળે. ૨
સાક્ષી શાસ્ત્ર પુરાણુ વખાણે, ગ્રંથ પંથ ભેખ ભક્ત સૌ;
દેશ દેશથી ભેળા મળી કરે, પરમારથ પુન્ય દાન બહુ. ૩
પુન્ય દાન કરે સંત સેવા, અરસપરસ આણુંદ રહે;
સંત સમાગમ ગુરૂગમ જ્ઞાન, ગુપ્ત ભેદ ગુંજ કથા કહે. ૪
ગુપ્ત ભેદ સદ્દગુરૂ લીખાવે, આણુંદ હરખ કહયો નહીં જાય;
હરીગોવીંદ અજબ હરી લીલા, ગુરૂ કૃપાથી તે દરશાય. ૫

---

## થાળ.

લટકાળા લાલજીરે, મુજને લેહ લાગી છે તારી;
લીલા અચરત ભારી, રાધે લાલજીરે મુજને. ટેક.

લાલ ગુલાબી ફેંટો શોભે, સુંદર રૂપ રસાળું રે;
રૂડે રંગે પધરાવી પ્રેમે, નેણુ ભરી નિહાળું. રાધે. ૧
ગંગા જળ અસ્નાન કરાવું, તેલ ફુલેલ ચોળાવું રે;
ચંદન ચોખા હાર હજારી, મારે હાથે પહેરાવું. રાધે. ૨
ભાત ભાતનાં ભોજન રસાળા, સુંદર સાક બનાવું રે;
ખાટાં ખારાં તીખાં ભજીઆં, વડા પાપડ તળાવું. રાધે. ૩
શીરો પુરી શ્રીખંડ વેઢમી, કુર કઢી દહીં દુધ રે;
લાડુ લાપસી ઘી ગરગરતાં, સેવ સુવાળી શુધ. રાધે. ૪
બરફી પેંડા ઘેબર ખાજાં, જલેબી સુતર ફેંણી રે;
દેશ દેશના મેવા મીઠાઈ, લેવ થંડા જળ પાણી. રાધે. ૫
પાન સોપારી લવંગ એલચી, આપી પવન ઢોળાવું રે;
ફુલ સેજ પર શામ બીરાજો, તન મન સીશ નમાવું. રાધે. ૬
દરશણ દીધાં પવિત્ર કીધાં, હરીગોવીંદ કહે હમને રે;
અપાર સુખ આલ્યાં હરી સાચાં, હવે ન છોડું તમને. રાધે. ૭

---

## છેવટ પદ........રાગ લાવણી.

જ્ઞાનવેલ છે ગુરૂ ગમ ગોષ્ટી, અડસઠ વેલે ફાલી ફળી;
અડસઠ ગામમાં ઊપજી વાણી, એક એકને વળગી વળી. ૧

વળગી વળીને વેલો વાધ્યો, મેહેર લેહેરની થાળ ધરી;
લાલ લક્ષ્મીવર ભાવે આરોગો, અનંત પ્રકારે વિનતી કરી. ૨

વિનતી કરીને સાચું કહું છું, આ વાણી મેં નથી કરી;
અંતરજામી રૂપે પોતે, બોલે બોલાવે શ્રી હરી. ૩

શ્રી હરી સુરત સ્થળ રાખી, હરીગોવીંદ પર દયા કરી;
સાલ ઓગણીસે પંચાવન, આશ્વિન વદ પાંચેમ ઠરી. ૪




## શબ્દ ૧લો

### રાગ શેઠ સગાળસાનો

પ્રાણ પ્રિય પુત્રી ચાલી ગઇરે, મરતી વેળા વાત થઇ નહીં;
હરીજન પ્રિય પુત્રી ચાલી ગઇરે, મરતી વેળા વાત થઇ નહીં. ટેક.
મુંબાઇમાં વિજળીથી વાત સુણી, હમો ગયા નાની મણી લઇ;
દોડીદોડી અડદે પોંચતાં પહેલાં, સેજમાં સમી ગઇ. પ્રાણ. ૧
સેહેજ સુતેલીના દરશણ કરતાં, નયણે માએ નહીં નીર;
રોઇ કકલી સણગારી લઇ સૌ, ચાલ્યાં અંબીકા તીર. પ્રાણ. ૨
તીર ઉપર તેજ એવું પ્રકાશે કો, દેવી સરખું દેખાય;
ભગુ કહે મારી હિમતના ચાલે, અગ્નિ કેમ મુકાય. પ્રાણ. ૩
અગ્નિ આપી અંતે ઘેરજ આવ્યા, નાના મોટા બહુ લોક;
જડાબ બાઇ અમર લોક પોંચી ગઇ, કરશો નહીં કોઇ
શોક- પ્રાણ. ૪
શોક કરી રડી કુટી શું કરીએ, ગયું જે હતું જાનાર;
ઓગણીસે પંચાવન શ્રાવણ, સુદ પડવો સોમવાર. પ્રાણ. ૫
મરી જઇ આપણુ મળવાને જઇએ, જો થાય એનો મેળાપ;

વિસરે નહીં એની છબી ઉભી થઇ, નજર આગળ ફરે આપ.
પ્રાણ. ૬
ચૌદે વરસે ચેતી ગઇ સજ્જન, સૌએ કરે સંતાપ;
હરીગોવીંદ કહે લાલ લખે છે, હવે ન કરશો વિલાપ. પ્રાણ. ૭

## શબ્દ ૨જો.

વિલાપ કરી રડશો નહીં કોઇ રે, રડનારા રેહેતા નથી જોઇ. ટેક.
રડો કુટો છાતી માથાં ફોડો તોએ, મોયલું જીવતું નહીં થાય;
કાચી કાયા પીંજર પડતું મુકી, હંસો હરી ઘર જાય. વિલાપ. ૧
હરી ઘર હંસો જઇ સમાય જો, હોય ગુરૂ ગમ જ્ઞાન;
નુધરા જન જમ દ્વારે જઇને, રખડે ચોર્યાસી ખાણ. વિલાપ. ૨
ચાર ખાણ અવતાર ફર્યા પછે, મળશે માનુશ દેહ;
આ અવસર તારે ઉત્તમ ટાણું, હેતે હરી હરી કેહ. વિલાપ. ૩
હરી હરી કેહેતા હાલ તરી ગયા. એચર મોતી જડાવ;
ટુંકી આવરદામાં ત્રણે ચાલી જઇ, આવ્યો ભજનનો દાવ
વિલાપ. ૪
દાવ આવ્યો દુઃખ મટી ગયા સૌ, તન મન ધન ઓવાર;
હરીગોવીંદ રત્ન રામ ભજી લો, સદ્‌ગુરૂ લેશે સંભાર. વિલાપ. ૫

## શબ્દ ૩જો

સંભાળ તેની સદ્‌ગુરૂ લેશે રે, જે વિશ્વાસે વળગી રેહેશે. ટેક
વિશ્વાસ વિના હરી નહીં મળે, બીજા કોટી કરો ઉપાય;
આળ પંપાળ છોડી દઇ જીવડા, સમરો ત્રિભોવનરાય
સંભાળ. ૧

ત્રણ ભુવનના સ્વામી સદ્ગુરૂ, સમર્થ દેવાધિ દેવ;
નામ ગુણ રૂપ નીરખી સૌ એનાં, અખંડ ગુરૂપદ સેવ. સંભાળ. ૨
ગુરૂને ગોવીંદ રૂપ જાણી પુજે, તેનાં સીધે સરવે કાજ;
જુગોજુગ હરી ભકત થયા બહુ, પામ્યા અવિચળ રાજ.
સંભાળ. ૩
અવિચળ પદ હરીગોવીંદ મળશે, સંત સેવો નિષ્કામ;
સુધું સમઝી સૌ આશા છોડી, હેતે જપજો હરીનામ. સંભાળ. ૪

## શબ્દ ૪થો

સુધું સમઝી સુખીઆ થાજો ભાઇરે, જ્ઞાન વિના જાશો
ગુંચાઇ. ટેક.
આશા તષ્ણા હરી નામ વિનાની, જાણો અતિ દુઃખદાઇ;
તજયા વિનાં જો જાશો તણાંચા તો, પડશો ચોર્યાસીની ખાઇ.
સુધું. ૧
ચોર્યાસીની ખાઇ અપાર ઊંડી તે, કુદી શકે કોઇ સંત;
માંહે પડયા તે મહા દુઃખ પામે, ફરતા ન આવે અંત. સુધું. ૨
અંત આવે જ્યારે આધીન થઇ કરે, સાચા ગુરૂની સેવ;
અનેક આંખો ઊઘાડી દેખાડે, દેહ દેવળમાં દેવ. સુધું. ૩
દેહ દેવળમાં શામ સકોમળ, શક્તિ સંગે રમે રાસ;
અનંત રવિ સરશી જોત પ્રકાશે, ઝળકી રહે કૈલાસ. સુધું. ૪
કૈલાસ વાસી એક શીવ અજન્મા, પુરૂષ પ્રકૃતિના બાપ;
હરીગોવીંદ આવે નહીં જાવે, આત્મા આપહી આપ. સુધું. ૫

## શબ્દ ૧લો.

### જનુની જીવોરે ગોપીચંદની પુત્રને. એ દેશી.

સાંભળો ચતુર નર નારીઓ, ભાવે ભજી લો ભગવાનજી;
આકાશ વાણીને તમે ઓળખો, પાવો પદ નિરવાણજી. ટેક.
નિર્વાણ પદમે હંસો મળી ગયો, કાયા પડી રહી ઠાલીજી;
બોલાવી બોલાવી બધા થાકીઆ, સગાં સરવે ને વાલીજી.
સાંભળો. ૧
વાહલપણું હેત અતિ ઘણું, માત પીતાને મન પ્યારીજી;
મામા મોસાળ મહીઅર સાસરે, કોઇથી જાય નહી વિસારીજી.
સાંભળો. ૨
વિસારી વિસરે નહીં મનથી, છાતી ફાટ ફુટી રોયજી;
નામ ગુણ રૂપ સંભારીને, દુઃખીયા થાય સૌ કોયજી.
સાંભળો. ૩
સૌ કોઇ રૂવે રાતી આંખડી, શું કહી કરીએ વખાણજી;
ભણેલી ગણેલી ભજતી રામને, રત્ન પુત્રી સુજાણજી. સાંભળો.૪
સુજાણ રૂક્ષમણી કહેવાય સાસરે, પિયર જડાવ નામજી;
ચૌદ વર્ષની ચતુર સુંદરી, પોહોંચી પુરણ ધામજી. સાંભળો.૫
પુરણ ધામ પહોંચી પ્રેમદા, અડદા ગામ નિવાસજી;
હરીગોવીંદ કહે હરીહરી, તોડી મોહ માયા પાસજી,
સાંભળો. ૬

## શબ્દ ૨જો

માયાના પાસ તોડો મૂળથી, આશા ત્રષ્ણા દુઃખદાઇજી;
તણાઇ તફડી તરસ્યા મરો, કાદવ કીચમે ખરડાઇજી. ટેક.
ખરડાયા લોભ લાલચ માંહે, ભોળા ભટકો શું ભુલીજી;
અચાનક કાળ આવી અડે, ડાહાપણુ જાય સૌ ડુલીજી. માયા. ૧
ડુલી જાતાં દેવું નહી પતે, જન્મો જન્મનું ભેળુંજી.
વીઆજ વટાવ વધી ગયે, જમ ઘર જવું પડે વેહેલુંજી.
માયા. ૨
વેહેલા થઇને વળગણુ તજો, લોક લાજ કુળ કાણીજી;
અંત સમયે નથી કામના, ધન ધામ ધણીઆણીજી. માયા. ૩
ધન ધામ ધણીને સોંપી કરી, અંતર રહેજો ઉદાસજી;
હરીગોવીંદ ભજો હરીહરી, છોડી દુઃખ સુખ આશજી. માયા. ૪

## શબ્દ ૩જો

આશા છોડો ને જૂઠા જગતની, ખોટો ખેલ આ સંસારજી;
આતસબાજી રંગ રંગની, પલમે ઉડે ધુવાકારજી. ટેક.
ધુમાડાના ગોટા સંસાર છે, બાચકા ભરે નર નારજી;
ઠાલે હાથે બાંધ્યા ઠાઠડી; જાવું મસાણુ મોઝારજી. આશા. ૧
મસાણે બળે માસ હાડકાં, જીવને બાળે જમ રાયજી;
ધરમ કરમ દંડ દોહલાં, દારૂણુ દુઃખ ન સહેવાયજી. આશા. ૨
દુઃખ દરદ કઠણુ કારમાં, પશુ પંખી અવતારજી;
કીટ પતંગ પામર જીવ, ઉપજે મરે અપરંપારજી. આશા. ૩
અપાર જીવ ઊપજે મરે, કુડાં કરમ અનુસારજી;

બુદ્ધિ બળ ફળ ભોગવે, ગોથાં ખાય બહુ ગમારજી. આશા. ૪
ગમાર ગોથાં ખાય અતિ ઘણાં, ચેતે નહીં તે ચમારજી;
હરીગોવીંદ ભજ હરી હરી, તજી મિથ્યા મોહ જાળજી.
આશા. ૫

## શબ્દ ૪થો.

મોહ જાળ તજ મન મુરખ, જોતો કેમ નથી ઝાંખીજી;
તારા જેવા રે કેટલા થઇ ગયા, ધક્કા ખાય ધુળ ફાકીજી. ટેક.
ધુળ ફાકીને ઢગલો થયા, કાયા બળી ગઇ કાચીજી;
ખાધું ખરચ્યું નહી વાપર્યું, કાળજું કપટની માંચીજી. મોહ. ૧
કપટ કલેજેરે ઘર કર્યું, ફરયો અજ્ઞાન આંટીજી;
કુડાં કરમ કરતો ફરે, જીવ મરે ઝેર ચાટીજી. મોહ. ૨
ઝેર ચાટી જીવ બહુ મરે, અણુસમજુ અભાગીજી;
પાસે પ્રભુ પણ પ્રીછે નહીં, અંધા જુવે નહીં જાગીજી. મોહ. ૩
જાગ જાગ જીવ જોગીઆ, સદ્‌ગુરૂ શબ્દ સંભારજી;
પલમે ચિત્ત પલટાઇ જાય, વૃત્તિ થાય તદાકારજી. મોહ. ૪
તદાકાર તાર તુટે નહીં, ગુરૂ ગમ જ્ઞાન પ્રકાશજી
હરીગોવીંદલાલ પ્રતાપસે, છુટે મોહ માયા પાસજી. મોહ. ૫

## શબ્દ ૫મો.

મોહ માયા છૂટી કેમ જાણીએ, સંત લક્ષણ સારજી;
કોઇ કોઇ હંસ ગ્રહી ઓધરે, પોંચે પુરા ભવ પારજી. ટેક.
ભવપાર ભગવતી પોંહોંચશે. મરજીવા મહા જનજી.
શુભ ગુણ જ્ઞાન ભંડારથી, ખરચે થાકે નહી મનજી. મોહ. ૧
મન અમન નીજમન થયું, પોંચ્યુ પરાને પારજી;

શીલ સંતોષ દયા દીનતા, વિવેક વિચાર અપારજી. મોહ. ૨
અપાર ઊંડા સાગર સરખા, પરોપકાર પ્રીતિ વાનજી;
ધરમ ધોરીંધર ધીરજવંતા, ભાગ્યશાળી ભગવાનજી. મોહ. ૩
એટલાં લક્ષણ હોય જેહમાં, સાચા સંત કહેવાયજી;
હરીગોવીંદ લેજો ઓળખી, તેથી તેહવા થવાયજી. મોહ. ૪


ઇતિ ત્રણ્દ સંપુર્ણ શુભમ્.


## પ્રભાત ૧લું.

### રાગ વેળાવળ.

ઊઠોને હંસા ઉતાવળા, ગંગા જમનામાં નાહીએ;
સરસ્વતિ નિર શોહામણા, સુખસાગરમાં રહીએ. ટેક.
પ્રભાત થયું ને પોહોર ફાટીઊં, આળસુ કેમ રહયા ઊંઘી;
આ અવસર હરી ભજનનો, વેળા વહી ચાલી મોઘી. ૧
મોઘું માનુશ તન પીંજરૂં, તમને વસવાને આલ્યું;
સતના સોદા કરતા નથી, વિષય રસ મન માલ્યું ૨
માહાલો હાલો મોજ બહુ કરો, નિતિ નિયમ વિસારી;
ભક્તિ ભાવ ભુલી ગયા, મોહ માયા અંધારી. ૩
અંધારૂં કાઢી આરાધીએ, લક્ષ્મી પતિ લાલ;
મોરલી વાગે મહા મંત્રની, મટશે કાળની ફાળ. ૪
ફાળ ફીકર મીટે કાળની, નિરભય નામ આધારે;
હરીગોવીંદ હંસ સુજને, હેત પ્રીતે સંભારે ૫

## પ્રભાત રંજુ

હેત પ્રીતે હરી આવસે. મળજો તન મન વારી.
શુધ બુધ આપી સુધારસે,મારી પ્રેમ પીચકારી. ટેક.
પિચકારી રામ રંગની, આઠો અંગમાં મારે;
આંટી ઘુંટી અળગી કરી, પાપ તાપ નિવારે ૧
તાપ નિવારે તન મનનાં, તાઢાં શીતળ કરશે.
ગાત્ર ગળી જાય દેહનાં, સુખ દુઃખ વિસરસે ૨
સુખ દુઃખ સેજે વિસરે, વૃતિ પામે વિસરામ,
કામ દામ મોટે કલ્પના, ઇચ્છે ઠરવાનું ઠામ. ૩
ઠામ ઠરવાનું આપશે, મોરલી ધર માહાવો;
હરીગોવીંદલાલ ઓળખી, લેજો ભકિતનો લાહવો. ૪

## પ્રભાત રંજુ

ભકિતનો લાહાવો લઇતરે, પુરા ભક્ત હોય મારા;
અધુરા આમ તેમ આથડે, વહે કાષ્ટના ભારા. ટેક.
ભાર અણતોલ્યા વહી મરે, વેહેમી વાતોમાં રીઝે.
ટુકમે સાર સમઝે નહીં, ખરૂં કહીએ તો ખીજે. ૧
ખીઝી ખટપટ બહુ કરે, પુસ્તક પાના ખોલે;
અનેક શાસ્ત્ર મત ઉચરે, ડાહ્યા થઇને ડોલે. ૨
ડોહોળા પાણી કાદવ કીચમે, ખરડાઇ રહે ખોટા;
સતગુરૂ શબ્દ માને નહીં. મનમાં થઇ મોટા ૩
મોટા થઇ મરડાઇ ફરે, માન ગુમાન ખુમારી;
હરીગોવીંદ બાજી બીગડી, મળી કુબુદ્ધિ નારી ૪

## પ્રભાત ૪થું

કુબુદ્ધિ નાર કુટીલણી, પરણી લાવ્યો તું પ્યારી,
હરતી ફરતી હરકત કરે, કોઇથી જાય નહીં હારી. ટેક.
હરાવી હારે નહીં કોઇથી, ધમકી ઊઠે ધુતારી;
સમજાવી સમજે નહીં, નફ્ફટ વરે નહીં વારી. ૧
વારી વરે નહીં નિરલજ, ઉલટી અવળું બોલે;
સુધું સમજાવા જાય તો, ભુંડી ગાળોથી રોળે. ૨
ગાળો દઇ વળગી પડે, છોડાવી નહીં છુટે;
કાળી વીછણ નાગણી, ઝેર પાઇને લૂટે. ૩
ઝેર પાઇ જીવ લૈ લીએ, કુડી કબુધ નારી;
હરીગોવીંદ હાંકી કાઢજે, સંઘરી સુધ બુધ નારી. ૪

## પ્રભાત ૫મું.

શુધ બુધ નાર શોહ્યામણી, પતિવૃતા જે પુરી;
તારે તરે સ્વામી સંગમાં, રહી આજ્ઞાકારી. ટેક.
આજ્ઞા પાળે હાજર રહી, શીતળ ધીર ધારી;
મીઠું બોલી મન મેળવી. વાતો કરે વિચારી. ૧
વિચારી કરે વિવેકથી, વેહેવારવટ સારા;
નાત જાત ઘરબારના, જેવા હોય જ્યાંહ ધારા. ૨
જેવું જોઇએ તેવું ત્યાંહ કરે, ધરમ પોતાનો ધારી;
કડવું કહીને નહીં દુભવે, સગાં વાહાલાંને પ્યારી. ૩
પ્યારી લાગે પીયર સાસરે, શુભ લક્ષણી સારી;
હરીગોવીંદ પ્રીતે પાળજે, વરતે આનંદકારી. ૪

## આરાધ ૧લો.

### રાગ

વાહારે વેહેલા ધાજો રે, આવી પડી ખરેખરી;
મરકીએ ડાટ વાળ્યો રે, દુકાળ દુઃખ ફેડો હરી. ટેક.
આપેઆપ હરી હતા એકલા, કરતા નહીં કોઇ કામ;
સું કરવા આ સૃષ્ટિ રચાવી, નચવી લેવાડો નામ. વાહારે. ૧
ખાધાની વસ્તુ મોંઘી થઇ સૌ, અંન કઠોળ ને ઘાસ;
માણુસ પશુ પંખી ભુખે મરે છે, વરસે નહી આકાશ. વાહારે. ૨
જળ વિના પશુ તરસ્યાં ફરે છે, ટોળેટોળાં વનવાસ;
કડબ કચરૂં નવાં કરશણુની, સૌએ છોડી છે આશ. વાહારે. ૩
ભુખે મરતા જીવ ભેળા મળીને, કરે અતિ લુટફાટ;
હરીગોવીંદ મેઘ દયા કરે તો, મીટે સકળ ઉચ્ચાટ. વાહારે. ૪

## આરાધ ૨જો.

ઉચ્ચાટ હરી મેટોરે, અંતરમાં ધ્યાન ધરો;
પ્રજા ઘણી પીડાયરે, અરજી સુણી કષ્ટ હરો. ટેક.
કળીયુગ કુડો અતિ સંતાપે, ગૌ બ્રાહ્મણ ને સંત;
પૈસાદાર પૈ ધીરે ન કોઇને, હવે આવ્યો છે અંત. ૧
અંત આવ્યો ને ઉભા થવાય નહીં, ટવળી મરે બહુ જીવ;
પાપી પ્રાણ જતો નથી કહીને, પોકારે શીવ શીવ. ૨
કોણ કરમ કીધાં હમો એવાં, આવી પડી આ હાણ,
શુધ બુધ આપી કેમ ન સુધારો, સમર્થ છો ભગવાન. ૩
ભક્ત વત્સલ પ્રભુ નામ તમારૂં, દયાવંત દાતાર;
હરીગોવીંદ કહે કરગરી માંગું, આપો અન જળ હાર. ૪

## આરાધ ૩જો.

અન જળ વેળા આપો હરી, તમ વિના કોણ ટોવે;
માણસ પશુ પંખી રે, જીવ જંતુ ઝાડ રોવે. ટેક.
આપ ઇચ્છાએ થયા ત્રિદેવા, આકાશ વાયુ ને તેજ;
પૃથ્વી પાણી પ્રકૃતિ સરવે, ઊપજી આવ્યાં સેહેજ. ૧
સેજે ઊપજાવો શરીર ઇંદ્રિ, મન બુધ ચિત્ત હંકાર;
પ્રાણ વાયુ તણી ઓથમાં રહી, સાંચો ડાબો કીરતાર. ૨
કીરતાર તાળાં કળ કુંચી સૌ, હાથમાં રાખી અખત્યાર;
પીંડ બ્રહ્માંડમાં રમણીક રચના, અચરત ખેલ અપાર. ૩
અચરત ખેલ ખુદરતના એવા, અંકુર મુકયાં બીજમાંહે;
અનાજ કઠોર વનફળ મેવા, વરસાદથી સૌ થાય. ૪
થઇ કરી ખપ લાગે એક એકને, અરસપરસ સૌ ચીજ;
કોઇ વિના કોઇને ચાલે નહી, એવી ગુણમાં રચી તજવીજ. ૫
તજવીજથી સૃષ્ટિ રચી રચાવી, ન્યારા વસો તમો નાથ;
જળ વિના વસ્તી વાડી સુખાય છે, હરીગોવીંદ જોડે હાથ ૬

## આરાધ ૪થો

હાથ જોડી માગું હરી, આતો અતિ છેક થઇ;
મરકીને વાળી લેજોરે, હવે આખર આવી રહી. ટેક.
મહાદેવજી તમે મેહેર કરીને, આ શું માંડયો ઉતપાત;
એક તરફથી મરકી સંતાપે, બીજી તરફ વરસાદ હાથ. ૧
વરસાદે વાટ જોવાડી જોવાડી, સુકવી નાંખ્યાં કરસણ;
નહીં જોઇએ તહાં સામટો આવી, ફરી ન દીધાં દરશણ. હાથ. ૨
દરશણ દેવ તમો મેઘરાજા, મરકીબાઇ જાઓ ઘેર;

કાચા કુમળા જુવાન જોદ્ધા, મારતાં નહીં આવે મેહેર. હાથ. ૩
મેહર કરો શીવશંકર ભોળા, ક્ષમા કરો અપરાધ;
આ ત્રાસ હવે નહીં વેઠાય, હરિગોવીંદ કરે આરાધ. હાથ. ૪

## આરાધ પમો

આરાધ કરી કહું હરી, દુનીઆ અતિ દુઃખી થઇ,
શીવજીનો કોપ કરડોરે, હાહાકાર વરતી રહી, ટેક.
અધુરૂં હતું તે આવ્યું કોગળીઉં, કોપ કીધો જુગદીસ,
દેસો દેસમાં દાટજ વાળ્યો, શીતળા મારે કરી રીસ. ૧
રીસ કરી રવડાવી મારયાં, પ્રાણી દસો દિશા ધાય;
ખાલી પડયાં ઘરબાર ઘણાનાં, ટોળે ટોળાં મરી જાય. ૨
મરી જાય દુઃખ દરિદ્ર વેઠી, ભુખ્યાં તરસ્યાં રહી બહુ;
પ્રાણી માત્રનો કાળજ આવ્યો, શી રીતે કથી કહું ૩
કથવું કહેવું થાકી રહયું, હરીગોવીંદ કીધો વિચાર;
અપાર લીલા રાધેલાલ તમારી, કીસબીધ કરૂં વિસ્તાર. ૪

## ગરબો ૧ લો.

આવ્યો આવ્યો કઠણુ કળી કારમો જો;
પ્રાણી માત્ર મરે છે અતિ ફાળમો જો. ટેક.
સાલ ઓગણીસે બાવન બીહામણું જો;
શિવજી કામ આરંભ્યું સોહયામણું જો. ૧
જોગણુ રૂપે મરકીબાઇ આવીઆં જો;
મુંબાઇ શેહેરનાં મસાણુ ધીકાવીઆ જો. ૨
ચેહો ઉપર ચેહ સીંચાય છે જો;

ડાહ્યુ ભુખા તરસ્યા દોડી જાય છે જો. ૩
તાતો તાવ આવે ને તાણ થાય છે જો;
ગાંઠ ઉઠે તુરત પ્રાણ જાય છે જો. ૪
દાસ હરીગોવિંદ જોવા નિકળ્યા જો;
મુંબાઇવાસી નાસે છે બેહુ બાકળા જો. ૫

## ગરબો ૨ જો.

આવ્યો આવ્યો કઠણ કળી કારમો જો;
પ્રાણી માલ મરે છે અતિ ફાળમો જો. ટેક
બીજે વરસે મરકી ચાલી આકરી જો;
સેઠીઆ નાઠા નોકર છોડી નોકરી જો. ૧
થોકેથોક માણસ મરે સામટા જો;
ગાડા ભરી ઘસડી જાય ભાંમટા જો. ૨
નાસભાગ ચાલી છે આખા શેહેરમાં જો;
ચોકી પેરા બેઠા ગામો ઘેરમાં જો. ૩
ધન માલ રખડે છે લોક માંડવે જો;
વેપાર વણજ છોડી વસે ઝાડવે જો. ૪
દાસ હરીગોવીંદ તક જાળવી જો;
મોહ જાળ તજી[1] માયા ચારવી જો. ૫

## ગરબો ૩ જો.

આવ્યો આવ્યો કઠણ કળી કારમો જો;
પ્રાણી માત્ર મરે છે આત ફાળમો જો. ટેક.
શેહેર સેરી બજાર દીસે કારમાં જો;

---
[1] નોકરી છોડી.

જયાંહ ત્યાંહ ધુણી ધીકાવે ઘરબારમાં જો. ૧
ખાવા ધાય મેડી મંદિર માળીઆજો,
રડતા કકલતા દેશ દોડી ચાલીઆજો. ૨
હાય મરવું તે પણ અતિ બીહીકમાંજો;
સરકાર જાણે પકડી જાય સીકમાંજો. ૩
કોઇ કોઇનું સગું નથી સાગવું જો;
કર્મ ધર્મ મુકી પડે માગવું જો. ૪
દાસ હરીગોવીંદ અકળાય છે જો;
મરકીબાઇના દારૂણ દુઃખ ગાય છે જો. ૫

## ગરબો ૪થો

આવ્યો આવ્યો કઠણ કળી કારમો જો;
પ્રાણી માત્ર મરે છે અતિ ફાળમો જો. ટેક.
મરકી ડાકણ રૂપે દોડી જાય છે જો;
કાચા કુમળા જુવાન જોદ્ધા ખાય છે જો; ૧
આવી આવી પહોંચી પરેલ હુકડીજો;
ભોઇવાડાને રસ્તે બોલી કુકડીજો. ૨
લીધા કલ્યાણ[1] ગુલાબ વલભ વાટમાં જો;
રાધા[1] સાધુ ધરમશાળા મઠમાં જો. ૩
ઘણા ઘરો ઊજડ ખાલી પાડીઆં જો;
વસાઇ વલસાડ સુરત રંજાડીઆં જો. ૪

---

કતારગામના અનાવલા બ્રાહ્મણ કારકુન તથા રીટર.
૧. બંગાળાની સંત સેવા કરવા રહેલી.

હરીગોવીંદ હરીને આરાધીઆ જો;
ક્રિપા કરી મીટાવો દુઃખ માથીઆ જો ૫

ગરબો ૫મો

આવ્યો આવ્યો કઠણ કળી કારમો જો;
પ્રાણી માત્ર મરે છે અતિ ફાળમાં જો. ટેક
દેસો દેસ દોડી વળી ડાકણીજો;
વરસો વરસ કોપે છે કાળી શાકણીજો ૧
સાલ ઓગણીસે છપન છેક છાકીઉં જો;
વરસાદ વિના અનાજ નહી પાકીઉં જો. ૨
કાઠીઆવાડ કરાંચી ગુજરાતમાં જો;
અંન પાણી વિના મરે વાટમાં જો. ૩
દસો દિશા દુકાળ દુઃખ વ્યાપીઆ જો;
પશુ પંખી માણુસ સંતાપીઆ જો. ૪
હરીગોવીંદ દિવસ આવ્યા દોહેલા જો;
ઊલટી ઝાડો સન્નીઅડમારે મુએલા જો, ૫

ગરબો ૬ઠો.

આવ્યો આવ્યો કઠણ કળી કારમો જો;
પ્રાણી માત્ર મરે છે અતિ ફાળમો જો. ટેક.
બીજો સપાટો મરકીનો બુરો આવીઓ જો,
સેવક પરાગ[1] લલીનો કાળ લાવીઓ જો. ૧
લલીબાઇ કાશી મુળ નામની જો;
ભણી ગણી સેવા કરતી રામની જો. ૨

૧ અડદાનો રહીસ મેતાજી.

શીલ સ્વભાવ સાહેલી જડીબાઇની જો;
પ્યારી પુત્રી પારવતી ખંડુભાઇની[2] જો. ૩
દેસાઈ કુળ ઉમર વરસ બારની જો;
કાર્તગ વદ સાતેમ શુકરવારની જો. ૪
પરણી પત્ની ચતુરા ચાલી ગઇ જો;
સગાં વહાલાં રડતાં રહે નહીં જો. ૫
પડ્યા ઊપર પાટુ પ્રભુ મારીઊં જો;
જ્ઞાન ગંભીર પિતાએ મનવારીઊં જો. ૬
હરીગોવીંદ અંતર દુઃખ લાગીઊં જો;
માળા મંદિરવાસી નાસી ભાગીઊં જો. ૭

## ગરબો ૭મો.

આવ્યો આવ્યો કઠણ કળી કાળમો જો;
પ્રાણી માત્ર મરે છે અતિ ફારમા જો. ટેક.
હાલો હાલો હરીજન ભજીએ રામને જો;
પાપ તાપ તારણ નીજ નામને જો. ૧
પ્રેમ પ્રીતે હળીમળી હાલીએ જો;
વેદ શાસ્ત્ર નિયમ નિતિ પાળીએ જો. ૨
સત સંગે આવૃણ દુર થાય છે જો;
મન મેલ અજ્ઞાન ઊડી જાય છે જો. ૩
ભક્તિ ભાવે ભોળો વસ થાય છે જો;
જન્મ મરણ ફેરા ટળી જાય છે જો. ૪
હરિગોવીંદ લીધા હરિ ઓળખી જો;
સોધી સાધી ગુરૂગમે પારખી જો ૫

---

૨ વલસાડના રહીસ જનરલ પોસ્ટ આફીસના કારકુન.

## ગરબી ૧લી

ચાલો જઈએ જડાવને ઝુંપડેરે*લોલ.
મેવલો રમતા સખા સૌ ઊપડેરે લોલ. ટેક.
રાસ ગરબા ગાય રમે રંગમાંરે લોલ;
હર્ખ આણંદ ઉપજે અતિ અંગમાંરે લોલ. ૧
તાળી એક સરખી પડે પગલાંરે લોલ;
પ્રેમ પ્રીતે નાચી ભરે ડગલાંરે લોલ. ૨
કેળવાડી સુંદર બાગ, ફુલડાંરે લોલ;
ભરો તેલ સિંદુરના કુલડાંરે લોલ. ૩
"જડીઆ" હનુમાન પુજીને ઘેર આવીઆરે લોલ;
પ્રસાદ આપી રાધાએ રીઝાવીઆરે લોલ. ચાલો. ૪

## ગરબી ૨જી

અમર રેહેજો જડાવ તારૂં ઝુંપડુંરે લોલ;
અંન આલો રાધાને[1] ભરી સુપડુંરે લોલ. ટેક
સાધુ સંત પ્રસાદ કરે પ્રેમથીરે લોલ;
અંન દાન મોટું છે હીરા હેમથીરે લોલ. અમર. ૧
હોમ યજ્ઞ વરા કરે સેહીઆરે લોલ;
તેતો કહેવાય માયાના વેહીઆરે લોલ. અમર. ૨
સાચી સેવા હરીગુરૂ સંતનીરે લોલ;
તે તો ભકિત આપે ભગવંતનીરે લોલ. અમર. ૩
ભવો ભવના ફેરા ટળી જાય છેરે લોલ;
ગોસાંઇ બાળગોપાળ સૌ ગાય છેરે લોલ. અમર. ૪

---

*ધરમશાળા

૧. શ્રી ગ્વાલીરના રહેવાસી કુળવાન સનાટ બ્રાહ્મણ કુળની, યાત્રા કરવા નીકળેલી જુવાન વીધવા આ ભક્તની ધર્મ પુત્રિ થઇ જડીઆ હનુમાનની પુજા કરવા રહેલી.

# અથ બાવન અક્ષરી કક્કો.

## સાખી.

કક્કો કયાંથી ઉપજે, વાણી વચન બોલાય;
દેશ દેશ પીંડ ખંડમે, ભાષા ભિન્ન લખાય. ૧
વેદ શાસ્ત્ર પુરાણુ જેહ, પુસ્તક પાના છપાય;
મૂળ અક્ષર તે કેમ થયા, અચરજ એહુ કહાય. ૨

## છપાયા છંદ.

કક્કા કર સાચો સત સંગ, જ્ઞાની ગુરૂનો પાકો રંગ;
સકળ પંથનો સાર વિચાર, રીત ભાત પુજા આચાર;
વર્ણાશ્રમ મત્ત થાયે ભંગ, કક્કા કર સાચો સત સંગ. ૧
ખખા ખોટો ખેલ નિહાર, ઊપજે વણસે પલપલવાર;
ખાવિંદ ખુદરત અગમ અપાર, વિરલા જોગી પાવે પાર;
સત્ ચિત્ આનંદરૂપ સંભાર, ખખ્ખા ખોટો ખેલ નિહાર. ૨
ગગ્ગા ગણપતિ અક્ષર ચાર, વંશ સંપ ઊઠે હાર;
મૂળ કમળ ઊપર દળ ચાર, પૃથ્વિ મંડાણુ ત્યાંહાંથી ધાર;
છસે જાપ ઉઠે એકતાર, ગગ્ગા ગણપતિ અક્ષર ચાર. ૩
ઘઘ્ઘા ઘોર પાપ કેમ કરે, જ્ઞાન વિના જન્મે ને મરે;
આતમ ઘાતી બહુ નર નાર, ગાફલ રહીને ખાવે માર;
મદ મસ્તાના ફરતા ફરે, ઘઘ્ઘા ઘોર પાપ કેમ કરે. ૪
ઙઙા નયણે નૂર, ચંદ્ર સૂર્ય વહે ભરપૂર;
વચલી સુષુમણા સાધે જેહ, દેહા ભાવ ખોવે જન તેહ;
કામ કલ્પના હોવે દૂર, ઙઙા નયણે નૂર, ૫
ચચ્ચા ચતુરાનંદ બ્રહ્મદેવ, છ હજાર સ્વાસે કર સેવ;

બં ભં મં યં રં લં લેખ, સષ્ટ દલ કમળપર દેખ;
જગત ઊત્પતિ કરતા એવ, ચચ્ચા ચતુરાનંદ બ્રહ્મદેવ. ૬
છછા છળ પ્રપંચદે છોડ, મહા મંત્ર લૈ ચિતમાં ચ્હોડ;
મોહ માયાના છૂટે પાસ, અજ્ઞાન તિમિર હોવે નાશ;
તન મન સ્થિર કરી હરિમાં જોડ, છછા છળ પ્રપંચ દે છોડ. ૭
જજ્જા જક્તમે જન્મે જેહ, કર્મ બંધન ફળ પાવે તેહ;
ભક્તિ ભાવ સુક્રિત જો કરે, પૂર્વ પાપ ગુરૂ વચને બળે;
ભવસાગર તરે જન તેહ, જજ્જા જક્તમે જન્મે જેહ. ૮
ઝઝા ઝાઝો લોભ અસાર, સંતોષ રાખી ધીરજ ધાર;
સત ઉદ્યમ હરિ સમરણ સાર, જ્ઞાન ધ્યાન વીવેક વિચાર;
અંત સમયે ઊતરે ભવપાર, ઝઝા ઝાઝો લોભ અસાર. ૯
યય્યા યમ નિયમ લૈ પાળ, સુઘડ રહી ઘરબાર સંભાળ;
ધંધો ધારી વર વેહવાર, સાચો વહિવટને ધિરધાર;
મિથ્યા ભાશણ મનથી ટાળ, યય્યા યમ નિયમ લૈ પાળ. ૧૦
ટટ્ટા ટેક ધરી કર સેવ, સદ્ગુરૂ સંત પૂર્ણ બ્રહ્મદેવ;
જ્ઞાન પ્રકાશે જાય દલ દ્રોહ, કામ ક્રોધ મિથ્યા મન મોહ;
બિન કાઢી સૌ જાય કટેવ, ટટ્ટા ટેક ધરી કર સેવ. ૧૧
ઠઠ્ઠા ઠિક આતમા થડ ઠામ, સોધી સાચી કર વિશ્રામ;
આસન મારી સુરત દ્રઢ ધાર, ગગન ગુફા અમ્રિત પીસાર;
અખંડ અવિચળ નિર્ભય ધામ, ઠઠ્ઠા ઠિક આતમા થડ ઠામ. ૧૨
ડડ્ડા ડગમગ દલની છોડ, સત્ત શબ્દમાં સુરતા જોડ;
ઘટમે ઉઘડે હીરા ખાણ, સેજે પાવે પદ નિર્વાણ;
કૂકલ્પના મીટે મન દોડ, ડડ્ડા ડગમગ દલની છોડ. ૧૩
ઢઢ્ઢા ઢોંગ કરી નહીં ધૂત, જૂઠાને મારે જમ દૂત;

ધર્મ રાયનો ન્યાય અદલ, સૌના લેખ લખે પલપલ;
સૂધું સમજી થજે સપૂત, હઠ્ઠા ઢોંગ કરી નહીં ધૂત. ૧૪
ણ ણા નામ નાણું લે રોક, ખરચે ખુટે ન ઊપજે શોક;
જ્ઞાન ભંડાર ઘટમે ભરિ રાખ, હરિજન મળે તો હેતે દાખ;
લુટે ચોરે ન ડરાવે લોક, ણ ણા નામ નાણુ લે રોક. ૧૫
તત્તા તીર્થ સદ્‌ગુરૂ દેવ, ચાર ધામ અડસઠ ફળ લેવ;
કર્મ ધર્મનો ધોખો ધરે, ભમેં ભૂલી ભટકી મરે;
વિશ્વાસ રાખી કરે જો સેવ, તત્તા તીર્થ સદ્‌ગુરૂ દેવ. ૧૬
થથ્થા થાણાપતિ ઠાકોર, ઓહં સોહં લગી દમદોર;
સકળ ઘટમે ખેલણ હાર, સદ્‌ગુરૂ સંત દેખા વન હાર;
ચાર ખાણના જીવનું ઠોર, થથ્થા થાણાપતિ ઠાકોર. ૧૭
દદદા દેહ દેવળ રૂપ જાણ, તેત્રિસ કોટી દેવ સ્થાન;
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર માંહિ, હનુમાન ગણપતિ સૌ ત્યાંહિ;
ચેતન ચોકીદાર પ્રમાણ, દદદા દેહ દેવળરૂપ જાણ. ૧૮
ધધ્ધા ધામ વિષ્ણુનુ ખોજ, લક્ષ્મી સંગે માને મોજ;
નાભિ કમળ દસ દલપર દેખ, ડંઢંણું તંથં ત્યાંહ પેખ.
દં ધં નં પં ફંની ફોજ; ધધ્ધા ધામ વિષ્ણુનુ ખોજ. ૧૯
નન્ના નાભિ કમળ નિજમૂળ, આઠ પાંખડી ખીલ્યું ફુલ;
છ હજાર સ્વાસા જપજોગ, રેન દિવસ સાધો તજી ભોગ;
પ્રાણ વાયુ ચલવે તુજ સ્થૂળ, નન્ના નાભિ કમળ નિજમૂળ. ૨૦
પપ્પા પુરૂષ પ્રકૃતિ હોય, માયા બ્રહ્મ ભેળા તું જોય;
શિવ શકિત રહે સંગે જેમ, પુર્ષાર્થ પ્રારબ્ધ છે તેમ;
એકલું એક રહે નહીં કોય, પપ્પા પુરૂષ પ્રકૃતિ હોય. ૨૧
ફફ્ફા ફોકટ ફૂલ્યો ફરે, માન ગુમાન મગરૂરી કરે;

આંટી ઘૂટી હઠ હુંકાર, આશા ત્રષ્ણા ઉઠે અપાર;
વિષય ભોગ ભાળી ચિત ચરે, ફફફા ફોકટ ફૂલ્યો ફરે. ૨૨
બબ્બા બાર બોલની ખાણુ, રૂદય કમળ દ્વાદશ દલવાણુ;
કંથીઠં લગી ગણુબાર, શિવ શક્તિજપ સહ્ર હજાર;
મન મારૂતનું એ રેઠાણુ, બબા બાર બોલની ખાણ. ૨૩
ભભા ભેખ ધરે શું થાય, ઇરષા નિંદા રહી મન માંહે;
નિરાશ પદ બિન ભજન ન હોય, વાચક જ્ઞાની તરે નહીં કોય.
શબ્દ સુતા ગળે નહીં જ્યાંહે, ભભા ભેખ ધરે શું થાય. ૨૪
મમા માયા મનથી મૂક, ખપતી ખાહજી દે ફૂંક;
માયા નથી એ લીલાજાણુ, તજવી ભજવી ખેંચાતાણુ;
અધમ અભાગી ઊઠે ભૂક, મમા માયા મનથી મૂક. ૨૫
યયા યમ દૂત વિકાળ, નુઘરાને પકડે થૈ કાળ
બાંધી રૂંધી મારે માર, નર્ક કુંડમે પચે ગમાર;
ભજન વિના દારૂણ દુઃખફાળ, યયા યમ દૂત વિકાળ. ૨૬
રરા રમતો રામ હજૂર, સમજ વિના સો ધૂંડે દૂર;
ન્યારો રહી નચવે નરનાર, અંતરજામી રૂપ નિહાર;
આવતો જાતો સાધો સૂર, રરા રમતો રામ હજૂર. ૨૭
લલા લે તું આત્મ જ્ઞાન, દાસ રહી દેજે અન દાન;
ભૂખ્યુ તરસ્યું ઠારી ઠર, કાચા કસી પરમારથ કર;
સંત સેવા સમરણુ નિજ ધ્યાન, લલા લે તું આત્મ જ્ઞાન. ૨૮
વવા વિશ્વ વિષ્ણુ રૂપ દેખ, રાજા રંક સંસારી ભેખ;
વઇદ વકીલ સેઠીઆ સાહુકાર, કામ કારીગર ચાકર ધાર;
જીવ જંતુ સૌ હરિના વેષ, વવા વિશ્વ વિષ્ણુ રૂપ દેખ. ૨૯

શશા સ્વર અક્ષર છે સોળ, કંઠ કમળ જીવાત્મા ખોળ;
અ આ ઇ ઈ ઉ ઊધાર. ૠ ૠ ઌ ૡ એ ઐ બાર;
ઓ ઔ અં અ: ઊઠે ઓાળ, શા[illegible] અક્ષર છે સોળ. ૩૦
સસા સુણી લે અનહદ નાદ, બ્રહ્મ રૂંદ્રમાં રચના અગાધ;
અકળ રંગ કમળદળ શહસ્ત્ર, એક હજાર જાપ હોય સ્વતંત્ર;
પરમજ્યોતિત્યાંહપુરૂપઅનાધ, સસાસુણીલે અનહદનાદ.૩૧
ખખા ખરેખરો જો ખેલ, ભ્રકુટી ચક્રે દો દલમેળ;
હં ક્ષં અક્ષર ઊઠે હાર, ચિદ્ શક્તિ જાપ [redacted] હજાર;
ત્રિકુટી તીર્થ નાહી કર સેહેલ, ખખા ખરેખરો જો ખેલ. ૩૨
હહા હદ પાર પરિબ્રહ્મ, જાત ભાત નહી વર્ણાશ્રમ;
કોટિ તારા સશી સૂર પ્રકાશ, પીંડ બ્રહ્માંડ નહીં આકાશ;
સરોપરી સદગુરૂ આશ્રમ, હહા હદપાર પરિબ્રહ્મ. ૩૩
ળળા લેખા બિન અલેખ, કૈવલ્ય જ્ઞાન સ્વરૂપ તું પેખ;
જાગૃત સ્વપ્ન સુષોપતી નહીં, તુરીઆ તીત પરમાત્મા તહીં;
પંચ કોશથી ન્યારો દેખ, ળળા લેખા બિન અલેખ. ૩૪
ક્ષક્ષા ક્ષર અક્ષર નહીં મૂળ, વેદ વાણી નહીં સુક્ષમ સ્થૂળ;
અખંડ અનોપમને અમાપ, આપે આપકો નહીં માબાપ;
તત્વમે નિઃહ તત્વ અમૂલ, ક્ષક્ષા ક્ષર અક્ષર નહીં મૂળ. ૩૫
જ્ઞજ્ઞા જ્ઞાન ધ્યાન નહીં ધુન, શુભાશુભ પાપ નહીં પુન;
ચિદાનંદ ચૈતન્ય સ્વરૂપ, અચરજ આત્મ તત્વ અનૂપ;
વાચ અવાચવસ્તીનહીંસુંન, જ્ઞજ્ઞા જ્ઞાન ધ્યાન નહીં ધુંન. ૩૬
બાવન બોલ કકાના કહયા, સ્વર વ્યંજન મળી તે થયા;
અક્ષરે અક્ષરે ગુરૂગમ જ્ઞાન, હરીગોવીંદ તું કર પીછાન;
સંત મહાતમા આગળ થયા, બાવન બોલ કકાના કહયા. ૩૭

## સાખી.

ખટ ચક્ર દલ ઊપર, બાવન બોલ ઠેરાય;
પરા પશ્યંતિ વૈખરિ, મધ્યમાં ઘાટ ઘડાય. ૧
અકળ કળા ગુરૂ દેવની, તે કેમ વરણી જાય;
હરીગોવીંદ કોઈ સંત જન; સમજી રહે સમાય. ૨

## ધુન.

આયે મોરલીધર, રાધે કૃષ્ણ હરી;
મોરલી બજાઈ મન લીના હરી;
આએ ભવતારણ રાધે લાલ હરી. ટેક.
દયા કરીદેવ ઘેર પધારે;
સિંહાસન સોહે સ્યામ ગોરી. આયે. ૧
ચરણ પખાળી ચરણામૃત લેઊં;
ભોજન કરાઊં નિત ભાવ કરી; આયે. ૨
ભાત ભાતકે વસ્ત્ર પહેરાઊં;
ચિર ચણીઆ બહુ રંગેરી. આયે ૩
મોર મુકટ શીર કાનોમેં કુંડળ;
દામની ચંદ્રકળા ચળકે ઝરી. આયે. ૪
સોને રૂપેકા સુંદીર આભુપન;
હીરા મોતી હાર કંઠે ધરી. આયે. ૫
નોબત ઘડી શંખ ઝાંઝ બજતહે;
આરતિ ગાવે હરીજન ઠરી. આયે. ૬
સીયા રામદાસ પુજે નિત પ્રેમે;
હરીગોવીંદ ઊર બસત હરી. આયે. ૭

## ઇતિ સંપુર્ણ.

# શુદ્ધી પત્ર.

| પૃષ્ઠ. | ઓળ. | અશુધ્ધ. | શુધ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧૦ | પુત્ર | પુત્રિ |
| ૪ | ૧૧ | ગગાધર | ગંગાધર |
| ,, | ૧૧ | નૈષ્ટિકેદ્ર | નૈષ્ટિકેંદ્ર |
| ,, | ૧૧ | ગગ | ગંગ |
| ૪ | ૧૯ | રામચાર્ય | રામભાર્ય |
| ૫ | ૪ | વાંતિ નસ્તં | વેતિ નસ્તે |
| ૭ | ૧૧ | દેશમે | દસમે |
| ૧૦ | ૧૭ | ભદપુર | ભરપુર |
| ૧૩ | ૧૬ | ભાવો ભાવ | ભાવાભાવ |
| ૧૪ | ૨૧ | તારનો | તાર ન |
| ,, | ,, | જોગમાં | રોગમાં |
| ૨૯ | ૨૨ | વાક સરે | વાસ કરે |
| ૩૩ | ૭ | ખગકાર | ખગાકાર |
| ૪૭ | ૧૫ | લપટાઈ | પલટાઈ |
| ૫૪ | ૨૧ | આન | અતિ |
| ૬૧ | ૪ | ભાર | ભરિ |
| ,, | ૨૧ | હોય | દોય |
| ૬૨ | ૧૪ | ત્રિકાળ | વિકાળ |
| ૬૩ | ૯ | ત્રિકુટી | ત્રિકુટી |
| ,, | ૧૧ | પાડ | પીંડ |

# પુસ્તક મળવાના ઠેકાણા

મુંબઇ. પા૦ પેમજી કાનજી તથા પા૦ લાલ
ભાઇ ગોસાંઇ દાદર. ભોઇવાડાને રસ્તે.

,, શા. છોટાલાલ જેકીશનદાશ ધીયા બી.
એ. યુનીયન ડિસપેનસરી. ભુલેસર.

સુરત. પુજારી સાધુ સીયા રાંમદાસ. બેગમપરા
ચોપારા સેરી.

,, શા. જેકીસનદાસ લલ્લુભાઇ ધીયા. ઠે.
ફેળાપીઠ.

ગામ અડદા પા૦ ગોપાળ ગોસાંઇ

અમદાવાદ. માસ્તર રાયચંદ ગંગારામ ઠે.
રેલ્વે સ્ટેશન.